# शिवाजी

अने

# जेबुन्निसा,

कर्त्ता

## हरगोविंद प्रेमशंकर त्रिवेदी.

महुवा.

A church, a temple, or a Kaba stone,
Koran or Bible or a martyr's bone.
All these and more my heart can tolerate
Since my religion is love alone.

सने १९०७ संवत १९६३

श्री विद्या विजय प्रिन्टींग प्रेस—भावनगर.

कींमत रु. २-०-०

ગુજરાત સરકારની આર્થિક સહાયથી
આ પુસ્તક ખરીદવામાં આવ્યું છે.

અમદાવાદ—"જૈન પ્રિન્ટીંગ પ્રેસમાં
અને
ભાવનગર—ધી વિદ્યા વિજય" પ્રિન્ટીંગ પ્રેસમાં
શાહ પુરૂષોત્તમ ગીગાભાઇએ છાપ્યું.








# પ્રસ્તાવના.

મ્હારાજા શિવાજીના અદ્ભુત પરાક્રમ તથા ચં-રિત્રથી કોણ અહીં અજાણ્યું છે ? ધર્મ અને જ્ઞાતિના ભેદભાવ રાખ્યા સિવાય કોમળ સૃષ્ટિ તરફ આ મહાત્માનાં માન તથા પક્ષપાત હતાં. તે ઇતિહાસના વિલાસી જનોને સુવિદિત છે. પ્રેમ સહૃદયમાં શી શી અસર કરી વહે છે. તે આ કાવ્યમાં જણાવવાનો કાંઇક પ્રયાસ કર્યો છે.

નાયિકાને કોઇ બંગાળી લેખકે કલંકિત ચિત્રેલી પણ અન્ય રસજ્ઞ લેખકથી તે સંખાઈ ન શકાયું ને આવી કાવ્યવિલાસી, પ્રેમશાળી કન્યાનું વૃતાંત બંગાળીમાં યથાર્થ બહાર મેલ્યું. તે મારા મિત્ર મોહનલાલ મકુન્દદાસના વાંચવામાં આવતાં તેણે મને તે ઉપર કાવ્ય લખાય તો તે લખવાની સુચના કરી. પુરૂં થતાં મારા મિત્ર ત્રિભોવનદાસ પદમશી મહુવાકુર બી. એ. એલ. એલ. બીની મારફત સાક્ષર શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ. એ. એલ. એલ. બીની મુલાકાત થતાં આ કાવ્ય તે સદ્ગૃહસ્થ વાંચી ગયા, અને તેને માટે સારી આશા બતાવી તેને બહાર મૂકવા રા. રા. મહુવાકર ઉપર પત્રિકા લખી. આ પ્રમાણે ઉત્તેજન મળ્યાથી અને રા. રા. મહુવાકરે ધન પરત્વે ચિંતા દૂર કરવાથી પુસ્તક પ્રેસમાં ગયું. રા. રા. છગનલાલ ત્રિભુવનનાથ

હવેએ પ્રુફ સુધારી મારી મુંઝવણ દૂર કરી. તેમજ રા. રા. બાલુભાઈ કહાનદાસ આણીઆરે પોતાના તનમનથી મને મદદ કરી છે. આ સર્વ પ્રકારની મદદને માટે રા. રા. મહુવાકર આદિ આ સર્વ મિત્રોનો ઉપકાર માનું છું.

મારે આ સ્થળે સાક્ષર શ્રી મણીશંકર રત્નજી ભટ્ટ જેઓએ આ પુસ્તક સુધારી લેખકને પ્રસંગોપાત્ત ઉમદા સુચનાઓ કરી છે અને પુસ્તક પુરૂં થતાં ઉપોદ્‌ઘાત લખી આપવાની કૃપા કરી છે તે માટે તેનો અંતઃકરણ પૂર્વક ઉપકાર માની અત્રે વિરમું છું.

આ કાવ્યના નાયક તથા નાયિકા સંબંધે એક અંગ્રેજી લેખક જેમ્સ ડગ્લાસે ઉમદા વિચાર દર્શાવેલ છે તે અત્રે વાચક વર્ગ સન્મુખ મૂકવા ઉચિત લાગે છે.

" When Shivaji—" the Great Shivaji" as Macaulay calls him—was guest and prisoner at Dehli in 1666, the Princess Nisa Zeibun Nisa Begum was her name in full—the Emperor's lovely and accomplished daughter fell desperately in love with him.

It is a very pretty tale, and though it is romantic that a Princess of the House ot Taimur should fall in love with Shivaji, the reader will not marvel at it when he

reflects that from her earliest years she has been hearing about Shivaji, of his courage and heroisom and deep devotion to his country, of his love for his parents and his gods—the one man outside the Mughal Empire who stood conspicuous for his exalted patriotism,–the idol of the Maratha nation. what could she know of the statecraft with which his destiny was interwoven ? She simply saw in Shivaji her father's *guest* and nothing else, and lavished her affection on him. The marriage *could not go on* because the king of the Marathas would not become Muslim.

Then came a long period of separation--the longest—for she never saw Shivaji again that I know of, except in her dreams,

• At the time of this affair Nisa was twenty-seven and her innamoroata thirtynine.

. She, like St. Catherine, would not marry, though I dare say she had many offers, and could have gone to Kashmir on the wings of the wind, to blessed Balkh, to Shiraz or Samarkand, where was the tomb of her great ancestor Tamerlane. But she took to her pets, music and embroide-

ry, mastered Arabic and Persian, and like her father, could almost say the Qoran by heart, and had always a group of learned men and poets near her. Shivaji died in 1680, and in 1689, his son Sambhaji was executed by Aurangzeb. Thus was Nisa, like St. Catherine broken on the wheel.

One day, it was in 1690, her father laid siege to Raygarh and when that great fort was taken, out of it was carried a little boy, one of the spoils of war. The child was given to Nisa, and the woman took the child and nursed it. Shahu was his pet name, and she tended him to the day of her death in 1701. This was Shivaji's grandson and namesake and there is no more affecting story in the annals of Percy or Saladin.

Hail from the far far dim past,  
and the narraw pomp of the Mughals  
Dawn as a light in our hearts  
thrill like a star through our dreams,  
Shrined in the night of thy sorrow,  
and crowned with the minstrel's laurels,  
DAUGHTER OF AURANGZEB,  
rise on our vision again !  
EVENING STAR OF THY RACE,

hanging over the grave of the Empire,
Over the red-rolled clouds,
yet alive with the thunder of the war,
Over the wasted plains where
the might of the Mughal was broken,
Steeped in the dews of the sunset,—
dawn in thy sweetness again !
There on the banks of the Bhima,
aloft on the turreted rampart,
Oft hast thou sat, with thy heart
hollow and aching alone,
Scanning the great dimwastes of the south
that had swallowed thy treasure,
Even as a ocean swallows,
and mocks and yields not again.
There from the tomb of thy passion,
thy song rose alive on the twilight,
Wringing its wild sad way,
in search of a haven unreached,
Mystic as night and sweet as repose,
and distant as starlight,
Mystie disconsolate singer,
rise on our vision again, "

# ઉપોદ્ઘાત.

મહમ્મદ સાકી મુસ્તાઇદ્ખાન નામે ઔરંગ-ઝેબનો સમકાલીન એક ઇસ્લામી ઇતિહાસક "મા-આસિરી આલમગિરી" નામના પોતાના ઇતિહા-સમાં ઝેબુનનિસા બેગમ માટે નીચે પ્રમાણે લખે છેઃ—

"ઝેબુનનિસા બેગમ દીકરીઓમાં સૌથી મ્હોટી હતી. તે સન ૧૦૪૮ ના શવ્વાલની દશમીએ (૫ મી ફેબ્રુઆરી ૧૬૩૯) જન્મી હતી. પાદશાહના શિક્ષણને લીધે કોરાનના અભ્યાસમાં તેણે પૂર્ણ કુ-શલતા પ્રાપ્ત કરી હતી; અને ત્રીશહજાર અશરફીનું ઇનામ મેળવ્યું હતું. ઉપરાન્ત, આરબી અને ફારસી ભાષાઓમાં તે પ્રવીણ હતી, અને લેખનની ભિન્ન ભિન્ન પદ્ધતિઓમાં અને ગદ્ય તથા પદ્યમાં, ઘણા આલિમ માણસો, શાયરો અને લેખકોને તે રોજી આપતી હતી, તથા સંખ્યાબન્ધ ગ્રંથસંગ્રહો અને મૂલ ગ્રન્થો તેને અર્પિત થયેલા છે. તેનું મૃત્યુ સન ૧૧૧૩માં (ઇ. સ. ૧૭૦૧)થયું."

ઝેબુનનિસાને શિવાજી તરફ સ્નેહ થયો હતો, એવું મુસલમાન ઇતિહાસકોના કોઇ પણ પુસ્તક-માંથી નિકળતું નથી. સર જેમ્સ મેકિન્ટોશે વી-જાપુરમાં એ વાત સાંભળેલી, અને તેને તે સમ્ભ-વિત લાગેલી. ઝેબુનનિસા બેગમ જીવિત પર્યન્ત

કુમારી રહેલી, અને શાહુને તેણે સ્નેહથી ઉછેરેલો, એ તો સર્વ કોઇને વિદિત છે.

કહે છે, કે શિવાજી જ્યારે ઔરંગઝેબના દરબારમાં પહેલવહેલો દાખલ થયો, ત્યારે જનાનખાનાની બીબીઓ પણ તેને જોવા માટે આવી હતી, અને પડદા પાછળ બેઠી હતી. ઝેબુનનિસાને ગુણાનુરાગ તો હતો જ; તે મહારાષ્ટ્રવીરના આકૃતિ સૌષ્ઠવથી તત્ક્ષણ સ્નેહબદ્ધ થઇ. કહે છે, કે શિવાજી સાથે લગ્ન કરવા તેણે પાદશાહની મંજુરી માંગેલી, અને શિવાજી ઇસ્લામ સ્વીકારે તો એ પ્રમાણે થવા દેવા ઔરંગઝેબે તત્પરતા પણ દર્શાવેલી. પણ શિવાજી ઇસ્લામ સ્વીકારે? શિવાજી? ભૂખણે ખરૂં જ કહ્યું છે કે,

" शिवाजी न होत तो सुन्नत होत सबकी "

વાંચનાર ભાઇઓ અને બ્હેનો જોઇ શકશે, કે સાચા કવિઓની કલમને લાયકજ આ સુન્દર અને ગમ્ભીર વિષય છે. દીલ્હી દરબારમાં શિવાજીનું આગમન એ જ્યારે હિન્દના ઇતિહાસનો એક અતિશય આકર્ષક અને ભવ્ય પ્રસંગ છે, ત્યારે ઝેબુનનિસા બેગમની શિવાજીપરની પ્રીતિ એ એક એવું અદ્‌ભુત નિર્માણ છે, કે તે ઇસ્લામ અને હિન્દ ઉભયના એક વિધાતાની ગહન કલ્પનામાંથીજ ઉદ્‌ભવી શકે.

આવો રસિક વિષય પસન્દ કરવા માટે રા. હરગોવિંદ પ્રેમશંકર ત્રિવેદીને ધન્યવાદ ઘટે છે. ગુજરાતી બંન્ધુઓ જાણીને પ્રસન્ન થશે, કે મહુવાના પ્રસિદ્ધ મસ્ત કવિ અને સ્વર્ગવાસી કલાપિના નિકટ મિત્ર રા. ત્રિભુવન પ્રેમશંકરના તે ન્હાના ભાઈ થાય છે; અને આપણા દેશના થોડા સરલ સ્નેહી અને સાધુ પુરૂષોમાંના એક છે. મંગલાચરણમાં કવિએ અમૃત વર્ષણ માટે દેવી સરસ્વતીને પ્રાર્થના કરી છે; અને તેના હૃદયના સ્વરો સાંભળતાં આપણને પણ લાગે છે, કે તેના ઉપર અમરરસની વૃષ્ટિ થયેલી છે. શબ્દ પ્રયોગોમાં આ કવિની કળા પ્રસંગોપાત્ત ન્યૂન દેખાશે, પણ શબ્દોની અન્દર રહેલા જીવનને જોનાર જનોને સન્તોષ થયા વગર રહેશે નહીં.

ભાવનગર.
૨૭ મી ઓગસ્ટ.
૧૯૦૭
મણીશંકર રત્નજી ભટ્ટ.



# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | લીંટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૨૨ | ગુલ્ફ | જુલ્ફ |
| ૯ | ૨૩ | વળ | વળી |
| ૧૧ | ૧૧ | વંહું | વહું |
| ૧૨ | ૧૧ | સુઝા | ઝાઝા |
| ,, | ૧૩ | ધાતી | ડઘાતી |
| ૧૩ | ૧૧ | ખરવરે | પરવરે |
| ૧૫ | ૨ | પૂર્ણિમાતો | પૂર્ણિમાના |
| ,, | ૯ | અશ્ર | અશ્રુ |
| ૧૬ | ૭ | જ્યોતિસ્નત્યાં | જ્યોત્સ્નિકા |
| ૧૭ | ૧ | થયું | થયુંય. |
| ૧૮ | ૨૨ | ખાલતી | ખાળતી |
| ૧૯ | ૧૭ | છે | ૦ |
| ૨૦ | ૧૩ | ગૃહાયે | ગ્રહાયે |
| ૨૧ | ૧ | ખોલ | ખોલી |
| ૨૨ | ૧૦ | ને | જે |
| ૨૪ | ૪ | કાંઇ | ૦ |
| ૨૫ | ૧૦ | ગયાયે | ગળાયે |
| ૨૯ | ૨૦ | ર’તો | રે’તો |
| ૩૨ | ૧૬ | વાલમાં | વાલમા |
| ,, | ૨૩ | આનન્દ | આનન્દે |
| ૩૫ | ૧૦ | કહ્યાં | કહ્યો |
| ૩૬ | ૧ | તોપે | તોયે |
| ૪૦ | ૧ | તુ | તે |

| | | | |
|---|---|---|---|
| ૪૨ | ૬ | ઓ | આ |
| ૪૫ | ૧૯ | કો દિન | કોદિન |
| ૪૮ | ૬ | સુખે | સુવે |
| ૪૯ | ૭ | રાસે | રાસ |
| ૫૮ | ૧૫ | છે | જ |
| ૬૫ | ૮ | સન્ધાનો | સન્ધ્યાનો |
| ૭૯ | ૯ | ધમના | ધર્મના |
| ૯૨ | ૧૧ | ઓ | એ |
| ૯૪ | ૨૨ | બાલાની | બાલાના |
| ૯૯ | ૪ | ઉછરંગ | ઉરગંગ |
| ૧૦૧ | ૪ | રજાૂપુત | રજપૂત |
| ,, | ૮ | જાતી | જામી |
| ૧૦૨ | ૧૩ | મારો | મારા |
| ૧૦૩ | ૬ | પ્રભા તે | પ્રભાતે |
| ૧૦૪ | ૨ | કહો | કહાં |
| ૧૦૫ | ૧૭ | મને | અને |
| ૧૦૮ | ૧૭ | હું | હું બેની |
| ,, | ૨૨ | નાની | ના |
| ૧૦૯ | ૧૯ | રહે | સહી |
| ૧૧૨ | ૪ | સંગ | ભંગ |
| ,, | ૨૦ | જીવા | જીવ |
| ૧૧૪ | ૧૩ | વદે શા | શું વદે |
| ૧૧૭ | ૫ | હાથ | હાય |
| ,, | ૧૧ | કરિ સૌ | કરીયો |
| ૧૨૨ | ૨ | ઉઠ | ઉઠે |
| ૧૩૭ | ૧૩ | વસન્ત | દ્રુતવિલમ્બિત |
| ૧૩૮ | ૧૦ | સવિતા | સવિતૃ |

# अर्पण पत्रिका.

## वन्दे मातरम्.

વસન્ત તિલકા,

હે માડી હિન્દ ! કરૂં અર્પણ લે સ્વીકારી,
આ ધર્મનિષ્ઠ તુજ પુત્ર કથા રૂપાળી;
જેણે કર્યાં વિષમ કૃત્ય તું મોક્ષ અર્થે,
તોડયાં કઠિન બહુ બન્ધન મ્લેચ્છનાં છે;
જેને નસેનસ વહે શુદ્ધ રક્ત તારૂં,
ઉરે વહે—"ક્યમ કરી મસ બન્ધુ તારૂં ?"
પાછો ધરે નવ કદી ઉર પ્રેમ માટે,
એવા અનેક વીરની જનની તું ધન્યે !
જેણે ગ્રહી અસિ કરે તુજ મોક્ષ અર્થે,
મીઠી ન ઉંઘ નયને ધરતો કદી જે;
નિશ્વાસ દીર્ઘ મૂકતો ઉર હાય મારી,
ના સ્વાર્થને વશ થતો વીરલો અડંગી;
હોમી દીધાં સતત પ્રાણ તું મોક્ષ અર્થે,
તે ઉરથી અસમ પ્રેમની ધાર ચાલે;
એવું સદૈવ ભૂમિભક્તિ વહી રહે જે,
સ્વીકારજે ચરિત અર્પી રહું અહિં તે.
કે' કોણને વશ કરૂં ? શુદ્ધ પ્રેમશાળી,

તારીજ એક તનુજા વહી ઉર બાળી;
જેણે ન દૃષ્ટિ કદી ભેદમયીજ ધારી,
તે ઉરના ધરમમાં વહી છે બિચારી.
શાને વહે ન ? પરાપાન કરેલ તારૂં,
શું ભિન્નભાવમય ઉર કદીય માનું ?
ત્યારે છો માતને વીર સહે નમતીજ દેવી,
છો ને રહે જનનીના શુભ પાદ સેવી.
છે કોણ યોગ્ય તુજ બાલ ચરિત્ર લેવા ?
શું યોગ્ય છે જઇ ધરૂં નવ ભક્તિ જેમાં ?
તારૂં પીધેલ પય તે તુજમાં રમે છો !
ને આ ચરિત્ર તુજ પાદ સદાય સેવો.
ના યોગ્ય આ થઇ રહે વશ દ્રોહીઓને,
છો ને નિવાજિત કદી બહુ તાજથી તે;
દામ્ભિકને નવ ઢળે ચરણે જઇ આ,
છો લક્ષ્મી પુંજ મહીં મૂર્ખ રહ્યા દટાતા.
છે આ થયું જરી ન હે ! ધનકાજ કામ,
છે નાં જરી કવિકુલે વસવાની હામ;
ગુણે કરી વશ થયું ઉર વીરને છે,
પ્રેમે વહ્યું વહન પ્રેમનું પાત્ર જ્યાં છે.
અર્પી હવે નિજ પ્રસૂતિ તું માત પાદે,
આનન્દમાં ઉભરતું ઉર રાંક માણે;
સ્વીકારજે, ઉરમહીં કંઇ સ્થાન દેજે,
હે માડી ભૂમી વીરની પ્રસૂતિ કરે જે.

---

# शिवाजी

# અને

# जेबुनिसा,

---

આ રસભીની હૃદયવિશાળી,
દેવી સરસ્વતી ! ક્યાં વસતી તું ? આ.
હોય કદી રમતી રહી દેવી
શૈલ ઝરણુ વન કુંજ ઘટામાં,
કે મંદાકિની તટ ઉર ભાવ્યે,
મયૂર સહે ભમતીજ છટામાં. આ.
આભ ઉંચે ઘનઘોર ઘેરાયે,
દિવ્ય વિહાર વહે વિજળીના;
ત્યાં કદી હોય તું દેવી રેલંતી,
કે કમલો ગુલ પુષ્પ કળીમાં. આ.
મેઘધનુ નવરંગ પ્રસારે,
વાદળી ઉર ઝવી રસ જાતી;
તે મહીં હોય રોકાઇ રહી તું,
કે શશિરશ્મિ મહીંજ ભિંજાતી. આ.
ઉદધિ લ્હેર રમે ઉર ઉભરી,

ચંદ્રકળા પણ સૈયર સાથે,
હોળી સમીરની રાસ મચાવે,
તું કદી ત્યાં ભળી હો ઉલ્લાસે. ઓ.
જ્યાં હો ત્યાં થકી મ્હેર કરી તું,
દે તુજ અમૃત વર્ષી વિશાળી,
ઢાળી જરી મીઠી દૃષ્ટિ હું ઉપર,
દે તુજ ઉરશું ઉર પલાળી. ઓ.
કૃત્રિમતા નવ ભાવતી તુજને,
યંત્ર સમી જીંદગી નવ વ્હાલી,
એ હદ ન્યાય ધરી ઉરમાં તું,
નવ ભાળી ઉરશું ઘડી ભર મ્હાલી. ઓ.
અખિલ ઉમર તું રહીજ કુંવારી,
ના કદિ કૃત્રિમ ઉર લગાવ્યું,
કૂળ મહા તુજ સૌ જગ જાણે,
તોય ન એ લવ જ્ઞાન તું આણ્યું. ઓ.
તું પગલે વિહરી સખી એકજ,
ઝાપટ સહી તુજ દિલની બાળી,
જેહશું ઉર વહ્યું નવ પાસીજ,
અખિલ ઉમરને રહીજ અજાળી. ઓ.
મ્હેર કરી ઉર ભાવ જરી તું,
અર્પી રહે, સમ ભાવજ તારા,
રંક શકું જગને હું જરી દઇ,
એ ઉર ગાશે વહે યહુ મારા. ઓ.

---

# સર્ગ ૧

## પ્રભાતમાં કાનનકેલિ હૃદયપ્રકાશ અને ચિત્ર દર્શન

### મંદાક્રાન્તા

કુંકુમ રંગી જળહુળિત છે આડ ભાલે રચેલી,
પ્રાચી મ્હાલે દિનકર સહે લ્હેર લેતી છબીલી,
ધીમાં ધીમાં કિરણ સરતાં આવતાં વૃક્ષ વીંધી,
પૂરી દેતી સકળ સ્થળને દિવ્ય સુવર્ણ દ્યુતિ. ૧
આનંદેથી અખિલ વનની પુષ્પ સામગ્રી લૈને,
પૂજી લે છે દિનકર પ્રભુ લક્ષ્મી રેલી વનોએ,
ગાતી જાયે નિરખી સખીને ખેલતી નાથ સાથે,
અંગે અંગે રસ ટપકતું રૂડલું આભ સંધે. ૨
નારંગી શી ભભક ભરતી સાડી રૂડી ધરીને,
લ્હેરાતી છે કુદરત બધે ઉભરી ઉલરીને,
ગાયે મીઠું મનહર રૂડું કોકિલા પ્રેમગાણું,
કૂહૂ કૂહૂ અહિં તહિં ઉઠે મિષ્ઠ વ્હાતાંજ વાણું. ૩
ચીં ચીં કરતી ચકલી ચપલા ડાળ ડાળે સરે છે
ઘેલો રંગે મયૂર રમતો ચિત્તડું તો હરે છે,
આવે છે ત્યાં પવનપટને સેદી રે'તું રૂપાળું,
સારિકાનું હૃદય, રસમાં રેલતું જે રહેલું. ૪
છે ચાલંતી ઉર ઉભરતી બ્હેનીની ભેટ લેવા,
ઉમંગી ત્યાં અધિક જમના, પ્રેમ ઉછાળતો જ્યાં;
આવી નિત્યે તટ પર રમ્યો રંગથી રાસ રૂડો,

ખેલ્યો, મહાલ્યો, અધિક ઉભર્યો કૃષ્ણજી પ્રેમી પૂરો. ૫
ન્હાતી જોઇ જલમહિં પ્રિયા ગોપિકા, લ્હેર ઉઠી,
વસ્ત્રો સર્વે તટપર હરી પ્રેમની બંસી છેડી;
ગાતો જાયે અનહદ રસે ઉરનાં ઉર ડોળી,
વંદી રેતી ગદગદ થતી ગોપિકા નગ્ન ટોળી. ૬
એવી એવી અધિક રમતો માંડતો નિત્ય કૃષ્ણ,
ને સંતાતો અધિક જલમાં ઝૂરતો પ્રેમી વર્ગ;
એવાં એવાં અધિક ઉરમાં ચિત્રને પૂરી રાખી,
આનંદેથી રસિક જમના જાય લ્હેરે સરંતી. ૭
નિર્મળાં શાં શીતળ જલનાં કેક કાસાર રૂડાં,
ધારી બેઠાં નિજ ઉર મહીં ખેલતાં કેક જોડાં;
દોડી રે'તી ઝરમર થતી વાદળી જાય આભે,
પંખીડાને મૃદુ કિસલયો ખેલતાં છે કિનારે. ૮
તે સર્વેનું ઉર મહીં ધરી મીઠડું બિંબવારિ,
ધીમી ધીમી પવન લહરી સંગ લે છે રમાડી;
ચંચુ નાની નમણી રૂડલી વારિ સાથે લગાવી,
વિહંગો છે હૃદય ભરતાં બિંદુઓ ને ઉછાળી. ૯
ઠેકે ઠામે સરર સરતી માછલી જાય ઘેલી,
જામી રેતી જલપટપરે વીચિ રેખા મજેની;
કેવાં રૂડાં મધુર કુસુમો વાયુની લ્હેર સાથે
ડોલી રેતાં સ્મિત પણ ધરે સ્ફાટિકો ધારી માથે. ૧૦
પર્ણે પર્ણે વિટપ વિટપે દિવ્ય છે રંગ જામ્યો,
મંદો મંદો પવન વહીને મિષ્ઠ સુગંધી લ્હાતો;
આનંદી છે કમળ ખીલિયાં, પાસ ગુંજારવોની,

જામી છે ત્યાં ધૂન મધુકરોનાં ઉરોની મજેની. ૧૧
આવી રૂડી કુદરત જહીં ઉભરી રેલી રે'તી,
ઠામે ઠામે હુલક ઉઠતી પ્રેમની જ્યાં મજેની,
જ્યાં આવીને નવલ રમતો માંડી બેઠો વસંત,
નિત્યે બાલા નગર તણી ત્યાં કેલિ ખેલે અનંત. ૧૨
અત્યારે આ ઉપવન મહીં દિલ્હીની રાજકન્યા,
આવી ખેલે કુસુમ વિણુતી રંગ ભરતી દિશામાં;
જામ્યો છે ત્યાં અજબ રસથી દિલડાનો જમાવ,
રેલી ઉઠયો જળહળ બધે કોઇ ત્યાં દિવ્ય ભાવ. ૧૩
કો કો બાલા કુસુમ વિણુતી હાથમાં છાબ ધારી,
આનંદેથી સખી પર વળી ફેંકતી જાય ચાલી;
કો બેઠી છે કદળી નજીકે પુષ્પની માળ ગુંથી,
ફેંકી પુષ્પો નિરખી રહી કો વીચિ રેખા મજેની. ૧૪
કો બાલા તો વિવિધ વરણી હીર રૂમાલ કેરી,
ઝોળી ધારી કર મહીં ભરે ફુલથી ત્યાં ભલેરી,
રાતાં પીળાં લલિત વસનો રંગ બેરંગ ધારી,
આનંદેથી ઉભરી રહી તે જેમ ગાંધર્વ નારી. ૧૫
આવાં રૂડાં સખી ઉરતણું કેન્દ્ર છે એક બાલા,
વન્દે તેને સખી ગણુ બધે રેલતો ભાવ મીઠા;
બન્ની રે'છે કુદરત બધે દિવ્ય કો તેજ પામી,
તેને જોતાં વ્યથિત ઉરની પીડ જાતી વિરામી. ૧૬
ધાર્યો માથે મુકુટ રૂડલો ગુલ્ફ ખુલ્લાં મુકેલાં,
છે આસ્માની રંગિત રૂડલો અંચળો, ને જડેલા
મધ્યે બુટ્ટા મનહર રૂડા, શું સિતારા ઘણેરા.

ઠામે ઠામે જળ હળી રહ્યા રેલી રંગો અનેરા! ૧૭
સપોકારે અહિં તહિં વળી હીરની, હેમવર્ણી,
ચાલે તેમાં ભભક ભરતી વેલ પુષ્પે ઝુકેલી,
ગંગા જાણે હિમગિરિ મહીં પુષ્પ ગુચ્છો ઉરાડી,
જાયે દોડી વન વન મહીં તેમ આ જાય બાળી. ૧૮
તે શોભંતિ નવ શશિકલા આવીને ખેલતી કો,
દોડે તેના લલિત વપુમાં લોહી યૌવનતણું તો;
મંદી મંદી કંઇ લચકતી ચાલ માધુર્યવાળી,
ચાંચલ્યેથી સરિત સમ આ જાય ગંભીર બાળી. ૧૯
અક્ષિમાંથી તરવર થતો દિવ્ય ચાલે પ્રકાશ,
હૈયું એનું અતિ વિકસતું પોષતું ઉચ્ચ આશ;
ગાલે મીઠા ભભકી ઉઠતા છાંટતા ગુલ સુર્ખી,
ઓષ્ટો રાતા લલિત કુમળા-પાંખડી પોયણીની! ૨૦
માણિક્યોથી જડિત રૂડલી મેખલા હેમ કેરી
દીપાવંતી કટિ રહી રમી સુંદરીની મજેની;
જંઘા ઢાંકી કદળી સમ જે નીલ વર્ણા ઇજારે,
આનંદેથી નૂપુર ઠમકી મોજડી સંગ માણે. ૨૧

## ચોપાઇ

રોપે રોપે રમતી જાય,
વીણી કુસુમડાં ધરતી જાય
છાબ મહીં; ને ઘડીમાં સરે,
વળી બીજે આવીને ઠરે.
નાજુકડી દીપે છે છાબ,
કમલ હસ્તમાં આપો આપ,

પૂનમ ચંદ્ર આવી શું રમે,
શચીકરમાં તે સૌને ગમે. ૨૩
કુસુમ રંગ બેરંગી આમ,
રમે છાબમાં સૌ અભિરામ;
ગુલાબને ગુલદાબદી તહીં.
જાઇ જાૂઇ ચંબેલી ઘણી. ૨૪
ગુલછડી ઝાઝી મલકાય,
બકુલ ઉરમાં તે લપટાય;
અતિ ઘણા સુંદર મોગરા,
છાબ મહીં સુવાસે ભર્યા ૨૫
હાર્દ સર્વ તે ખુલ્લાં કરે,
બાલાના હૈયાને હરે.
પ્રસન્નતા શી ઉરમાં છાય,
સુગંધના લ્હેરા જ્યાં વાય ! ૨૬
પૂર્ણ છાબ સુપુષ્પે ભરી,
નદી તટપર આવી સુંદરી,
જ્યાં રમતી રમણી માછલી,
ગેલ કરે હુંસો હુંસિની. ૨૭
ડુબકી મારી નીચે જાય,
જલચર ઝાઝાં ત્યાં મલકાય;
આવી ઉપર કમલો ખાય,
બળી ઊંડા જલમાં સંતાય. ૨૮
કંઠપરે કદલિની છાય,
બેઠી નીચે બાળા ત્યાંય.

કુંજિત મનોહર પક્ષી કરે,
લતા કુંજમાં ઘડી ઘડી સરે. ૨૯
પુષ્પ પરોવી જોતી જાય,
જલમાં ક્રીડા રૂડલી થાય;
લળી લીયે, ને ઘડી ઘડી જુએ,
ક્ષીણ સ્વરે પક્ષી જ્યમ કુંજે. ૩૦
જુએ જુએ ને દિલ દોવાય,
ઉર કળી હાલકલોલક થાય!
"અહા અહા" તો ઘડી ઘડી કરે,
દૃષ્ટિ વિધ વિધ પૂઠે સરે. ૩૧
સખી આવી ત્યાં વીંટી વળી.
હૃદય છોળ સૌની ઉભરી;
મનહર મીઠું ગાતી જાય,
દૃષ્ટે દૃષ્ટ મળી મલકાય. ૩૨
ત્યાં આવે રમતું જોડલું,
હંસ હંસીનું રસનું ભર્યું;
"જેબુન ! જો આ અતિ અભિરામ,
યુગ્મ રૂડલું આવે આમ. ૩૩
કેલી મીઠી કરતું ફરે,
આનંદે ઉર ઉરને ભરે;
હંસી ઘડી જો ! છુપી જાય,
હંસો તેની પુઠે ધાય. ૩૪
શોધાયે વળગી ઘેલડી,
હંસ ઉરમાં જાતી લળી!

હસો પણ કેવો મલકાય,
જરોવતો ઉર ઉરની માંય!" ૩૫
બોલી ઉઠી સખી આ વેણુ,
બાલા આમા મારી નેણુ.
ત્યાં બોલી બીજી સખી એક,
જો બ્હેની! આ સારસ નેક, ૩૬
સંગ સખી શી વિલસે, હસે.
ઉર ઉરને સીવંતી રસે,
ઘડી વિખૂટી આ ના રહે,
સ્વર્ગ સુખ સંગાતે લહે. ૩૭
નથી યોગ્ય તુજને તો, બ્હેન!
આમ એકલી તું દિન રેન,
ફરે વિના કો ઉર રખવાળ.
વિના માળી કરમાયેલ્હાલ! ૩૮
અરે બ્હેન! તું નાજુક કળી,
ના સમજે સમજાવી જરી,
દીયે શીખ તો નાશી જાય,
બ્હેન! ગુમાવે કુમળી કાયા! ૩૯
પિતા માત મુંઝાયે ઘણું,
તું ના સમજે તોયે આણુ,
તારા સરખી સૈયર ઘણી,
પામી ભલો સુખી બની." ૪૦
અનુષ્ટુપ–ઓઢવા જાયછે ત્યાં તો, બોલી એક સખી વળ
શિરીન નામની બાલા રંગીલી કુમળી કળી, ૪૧

ચોપાઇ—"લાલા આને તું તો પૂછ,
ભર્તા કેવો હોયે તુજ,
આવે શું હ્યાં નોશીરવાન,
કે હાતમ કે યુસફ યુવાન; ૪૨
કે મહમૂદ પોતે આવશે.
એને શોધી પરણી જશે ?
શી એને મોટી છે આશ,
કોની સાથે ઇચ્છે વાસ?"
શિરીન આવું બોલી હસી,
જે ભુન રહી જોઇને ટશી,
હૃદય મહીં ઉછળે કંઇ ભાવ,
મૂકે તોયના બહિરં દરાવ. ૪૪
ધીમા ધીમા સ્મિતને ધરે,
જે જણવે સખી ભૂલી ખરે,
પણ નવ સમજે હજુ લગાર,
મૌન રહી તેથી સુકુમાર. ૪૫
અનુષ્ટુપ-સખિ આ ઉર ના જાણે ના જાણે ઉર તંત્રને,
ફક્ત આ માંડી બેઠી છે, લોકો આમ કરે ઠરે. ૪૬
હરિગીત—શું બોલવું આં શું લગિર?
ના! હાય! આ ઉર ભાવશાં,
એ પરખવા નવ શક્તિ જરીએ
દીસતી છે કોઇમાં;
જાણે અરે! આ બેનડી! ઉર ચોટવું ચોટી શકે,
દોર્યું અરેરે એ બિચારૂં જાય જ્યાં જ્યાં દોરીએ.૪૭

એણે હજુ ઝીલી નથી જે ઝંપટ દિલથી દિલ વહે,
એને હજુ-ના પ્રકટિયું એ જ્ઞાન જે જળતું હૃદે,
ગોળે ભલે એ સૂજતું એનું ન ઉર તોફાન હો,
નવ હૃદય જેહશું ચોટિયું ના તેહશું કદિ તે મળો. ૪૮
આવા વિચાર સમુદ્રમાં ઉર આજ ઝુકતું છે પડ્યું,
ના ભાન એ લવલેશ કે સખી ન્યાળતી બેઠી સહુ,
આઘું જ ખસતું જાય છે ઉપકંઠ તણે અર્ણવ મહીં,
ને જાય ત્યમ લ્હેરાય છે, વીચિ ઉપર વસમા સહી. ૪૯

અનુષ્ટુપ્

બોલતાં બોલતાં થોભી; આવીને ઉર ભાવકો,
હિલ્લું ડોળી નાખે છે, બાલા તે જણવે ન જો. ૫૪

હરિગીત—

"ગાશું પછી, વંદી પછી રેશું રૂપાળા, બ્હેનડી!
આનંદ કંદ વસંતને, પણ આ સમય તો દે વદી,
તુજ ઉરમાં શું થાય છે, પીડાય છે શું તું સહી?
નિઃશ્વાસ ઉર આ ઉભરે, નવ જંપતું છે એ જરી. ૫૫

નવ લગ્નની જરી રૂચતી છે વાત જન કો ઉચ્ચરે,
તોફાન ઉરમાં ફાટતું, કે શું ઉંડું તુજને ચીરે?
શો હોંશ ત્હારી ગઇ ઉડી, કહી દે શું તુજને થાયછે?
તું ખોલ હૃદયું આજ, બ્હેની! શા થકી પીડાયછે? ૫૬

હજુ માસ સુઆ ના ગયા તું લ્હેરમાં વિલસી, સખિ!
સ્થળ સર્વને તુજ ઉરની રસ રેલથી ભરતી હતી.
તે કેમ આજ તું આમ મંદ થઇ ઘાતી જાય છે
કંઇ વાત થાતાં સ્નેહની તુજ ઉર બહુ દોલાય છે! ૫૭

અનુષ્ટુપ

વનનાં તરૂઓ પુષ્પો પક્ષી, કાસાર માછલી;
કૂમળી ઝૂલતી વેલી, તેમાં ફક્ત સુખી જરી". ૫૮

હરિગીત—

પણ બેસતી દિન રાત સખિ! તું શોધતી એકાન્તને,
કંઇ કંઇ વિચારે ડૂબતી પ્રાસાદમાં પૂરાઇને,
અમ હૃદય તો ચીરાય છે નિરખી સખિ સ્થિતિ આ નવી
આ આમ ક્યાં થઇ ફેરફાર રીબાવતો છે ઘડી ઘડી? ૫૯

અનુષ્ટુપ—

શિરીન આર્દ્ર ઉરાળી, જો કે બોલકણી ઘણી,
સંખીને શ્યામતા મુખે જોઇ આમ રહી વદી. ૬૦

સોરઠો

"ઉર ગ્રન્થિની દોર કરૂં ઢીલી કે ના કરૂં"
ઘડી કરી એમ વિચાર, વદી પછી જેબુનનિસા. ૬૧

હરિગીત

"છે તે ખરૂં, હે બ્હેનડી! હું ખેલતી આનંદથી,
કુદરત સહે ઉર રેલતી જાતી વહી ઉમ્મર નદી;
સોહે સુગંધી ફુલડાં, સંધ્યાં, ઉષા ને ચન્દ્રિકા,
નદી, બાગ, વન, ઉપવન અને ઝરણાં રૂપાળાં દોડતાં, ૬૨
કાસાર કમલોનાં ભર્યાં, વારિ રૂપાળાં નવ નવાં,
પ્રતિબિંબ ધારી લ્હેરમાં આનંદથી જાતાં વહ્યાં;
સુકુંજ જામી, ગુંજ કરતા ભ્રમર સુમને બરવડે
ચુસી મધુ ઉરને, અહા! શા, દિવ્ય કો રસથી ભરે. ૬૩
ગિરિરાજપર બેસી રૂપાળી રમત માંડી વાદળી,
જાતી ઝવન્તી લ્હેરથી કંઇ રંગની સુરખી ભરી.
આવી રૂપાળી હે સખિ! આનંદની સૃષ્ટિ મહીં,
ઉરસરિત મુજ જાતી વહી બહુ હોંશ આવ્યે નવનવી. ૬૪
એ સર્વનું ઉર બિમ્બ ધારી રે' બિચારી શોભતી,
વળી જાય ચાલીને ટકે આનંદથી બીજે જઇ;
ઘડીમાં અહીં ઘડીમાં તહીં ને સર્વમાં ઘડીમાં રમે,
પણ એક લગનીને લગાવી જમ્પતી નવ ક્યાંઇ એ. ૬૫
ના ખબર એને એ હતી જાવું કયંઇ, ભળવું કયંઇ,

આનન્દ લેવો, રંગ દેવો, એ વિના બીજું નહીં,
એવી બિચારી ઉરસરિતા હે સખિ! મુજની વહી,
ઉછાળતી ઉર્મિ ઘણા પણ શમવતી કુદરત મહીં. ૬૬
ના હૃદય કોમાં ચોટતું, ને ચોટવાની આશ ના,
ના આશ શું એ જાણતું, એ મગન તો નિજ મસ્તીમાં,
એને ખબર એ ના હતી, જો કે અનુભવતી જતી,
કે અન્ત ભળવું છે જઇ કો પ્રેમસાગરની મહીં. ૬૭
વ્હેતી હતી લેતી જતી કંઇ લાવ બહુ એ રૂડલા,
ઉર ચોટતું ના ચોટતું તેની ન ધરતી જરી તમા;
ના ચોટતું ઉર કોઇમાં, ઘડી ચોટતું એ સર્વમાં,
એવી દશામાં એ બિચારી રેલતી'તી મસ્તીમાં. ૬૮
સ્વછન્દ રમતી જાય ભમતી સ્થળ સ્થળે રેલી રહી,
પણ કોઇશું નવ તાન લાગે, જાય આગે છે વળી.
એક દિન શશી વિકસી રહ્યા છે પ્રેમવારિ વર્ષતો,
જામ્યો નભે રસ ઠાઠ, થનનાવી રસિક હૃદને રહ્યો. ૬૯
ઝીણા રૂપાળા ને મૃદુ, જમના ઉરે વીચિ ઊભરે,
ઝળહળ થતું શશિબિંબ, નમણું આવી તે મધ્યે રમે.
છે મંદ લહરી પવનની, તો સુમન ગુચ્છ ઉરાડતી,
ધીમી છટાથી છૂટતી, આવે રમંતી ત્યાં સખી; ૭૦
એવે સમે મુજ ઉરસરિતા, જાય સરતી ગાનમાં,
આવી ટકી ત્યાં ઉભરી, રસસ્રાવ ગુલિસ્તાનમાં;
મજનુ બિચારો બાવરો, લૈલી તણી ચોટે ચડી,
વિનવે પશુ પંખી વળી વૃક્ષો લતાદિ ઘડીઘડી, ૭૧
જઇ બેસતો સરવર કિનારે, એ——— જવાળ એ;

"હે હંસ! લૈલી ક્યાં ગઇ,? સારસ! મને તું બતાવને !
એ મધુર કોમળ મુખડું! શશિ પૂર્ણિમાતો! લાજતો
જ્યાં જોઇ રે'તીં મારી લૈલી, ક્યાં ગઇ એ આજ તો. ૭૨
સરિતા મહીં લૈલી જુએ, વન લક્ષ્મીમાં લૈલી ભમે;
ઉદધિ તણા ઉર ઉપરે, મીઠી લ્હેરી સમ લૈલીરમે.
ઉર ગુંજ જામે ભ્રમરને, કમલો ઉરે જ્યાં વિકસે,
ગુંજાવનારી લૈલી કાં આ બાળતી છે ભ્રમરને? ૭૩
જ્યાં જાય ત્યાં લૈલીજ લૈલી ના મલ્યે ઉર દાઝતો,
અતિ ખિન્ન હૃદયે, ચીસ પાડી અશ્રુ ઢાળી કાંપતો.
એ જાણ થાતાં નૃપતિએ, તેડાવીઓ મજનું તહાં,
'લૈલા પ્રિયા! લૈલા પ્રિયા! ફિકકું અહા લૈલા વિના'. ૭૪
લવતો જતો, રટતો જતો, 'લૈલી! અરે લૈલી રમા
તું ક્યાં ગઇ? હું ક્યાં ફરૂં? જઇ ક્યાં મળું માશુકહવાં?'
નૃપને કરૂણા આવતાં, મંગાવી લૈલી શોધીને,
મજનું ધસી પગમાં પડયો, નિરખંત વ્હાલી લૈલીને; ૭૫
ગદગદ થઇ કરી બંદગી, અનહદ્દ રસે ઉભરી રહ્યો,

એ જોઇને દરબાર સૌ, ઉપહાસથી રેલી રહ્યો,
'ઓ મુરખ મજનુ! લૈલીમાં, તું શું બહુજ તણાય છે?
હંફાવનારી લૈલીને, મુજ હર્મ્યમાં પૂરાય છે. ૭૬.
તું શું ફિદા આ લૈલીપર, એમાં વસ્યું શું એવું છે.
એને ભરાવે પાણી એવી, હૂરીઓ મહીં રે'વુ છે?
સુણતાંજ કંપી પ્રેમિલે, ધરી અંગુલી કર્ણની મહીં,
'નવ સિતમ કર હે રાજવી, મુજ જિગરમાં ઘોંચી છરી ૭૭
લૈલી તણી કીંમત વસી આ મજનું કેરી ચશ્મમાં

આનન્દ લેવો, રંગ દેવો, એ વિના બીજું નહીં,
એવી બિચારી ઉરસરિતા હે સખિ! મુજની વહી,
ઉછાળતી ઉર્મિ ઘણા પણ શમવતી કુદરત મહીં. ૬૬
ના હૃદય કોમાં ચોટતું, ને ચોટવાની આશ ના,
ના આશ શું એ જાણતું, એ મગન તો નિજ મસ્તીમાં,
એને ખબર એ ના હતી, જો કે અનુભવતી જતી,
કે અન્ત ભળવું છે જઇ કો પ્રેમસાગરની મહીં. ૬૭
વ્હેતી હતી લેતી જતી કંઇ લાવ બહુ એ રૂડલા,
ઉર ચોટતું ના ચોટતું તેનીન ધરતી જરી તમા;
ના ચોટતું ઉર કોઇમાં, ઘડી ચોટતું એ સર્વમાં,
એવી દશામાં એ બિચારી રેલતી'તી મસ્તીમાં. ૬૮
સ્વચ્છન્દ રમતી જાય ભમતી સ્થળ સ્થળે રેલી રહી,
પણ કોઇશું નવ તાન લાગે, જાય આગે છે વળી.
એક દિન શશી વિકસી રહ્યા છે પ્રેમવારિ વર્ષતા,
જાસ્યો નભે રસ ઠાઠ, થનનાવી રસિક હૃદને રહ્યા. ૬૯
ઝીણા રૂપાળા ને મૃદુ, જમના ઉરે વીચિ ઊભરે,
ઝળહળ થતું શશિબિંબ, નમણું આવી તે મધ્યે રમે.
છે મંદ લહરી પવનની, તો સુમન ગુચ્છ ઉરાડતી,
ધીમી છટાથી છૂટતી, આવે રમ'તી ત્યાં સખી; ૭૦
એવે સમે મુજ ઉરસરિતા, જાય સરતી ગાનમાં,
આવી ટકી ત્યાં ઊભરી, રસસ્રાવ ગુલિસ્તાનમાં;
મજનુ બિચારો બાવરો, લૈલી તણી ચોટે ચડી,
વિનવે પશુ પંખી વળી વૃક્ષો લતાદિ ઘડીઘડી, ૭૧
જઇ બેસતો સરવર કિનારે, ખોલતો ઉર જવાળ એ;

ખુલ્લું થયું કપાટ તાલુંય તુટયે ઉરનું. ૮૪

માલિની—

ઉર સહુ ભિડી ભિડી બાલકીને સખી સૌ,
ઘડી ઘડી વિનવન્તી બ્હેન ! સૂંઝા નહીં તું;
અમ ઉર મહિં ભાનુ અન્ધકારે છવાયો,
ઘનપટ તુજ વાણીવાયુ છે તોડી ફેંકો. ૮૫

અનુષ્ટુપ—

વદે આમ સખી ત્યાં તો આવેશે કંઇ કંપતી,
બાલકી હૂકળી ઉઠી, ઉરરેલ જતી વધી. ૮૬

શિખીરીણી.

ઘણું એ જાણું છું, પિતુ ઉર ધરે છે દુઃખ મહા.
અરે માતા ! એ તે બળતી મુજ માટે સરવદા,
વળી, વ્હાલી બ્હેનો! તમ જિગર ઉદ્વેગીજ બની,
અભાગી આ માટે નિત બહુ રહે છે પીડ ધરી ૮૭
કરૂં શું હું બ્હેનો ! મુજ કર ન બાજી જરી મળે,
કહો શાથી રોકું જિગરઝરણી જ્યાં ઝવી રહે;
ચડયું હીંચોળે છે જીગરતણુ તો ચાપ મુજનું,
ટકી શાન્તિ લેશે ધ્રુવશું ધ્રુવ જોતાં ગરીબડું ૮૮.

અનુષ્ટુપ—

ન મુંઝા ન મુંઝા, બ્હેની! લે ગોતી તુજ ઉરને,
ખેલ તું સૃષ્ટિ મીઠીમાં આવી તે મળશે તને. ૮૯
બેનડી ! મુજિયું આજે ઉરશું ઉર તણાયતે;
ન્યાય છે છેક તે સાચો ખેંચાણો ખેંચાય છે. ૯૦

એ ચશ્મથી જો લૈલી વ્હાલી ને પછી તું બોલ આ.
જ્યાં જિગરનો છે ભાવ ત્યાં તે જિગર નક્કી ચોટશે,
જો હોય પરી દૂરી ગએ તે ના કદી તે ત્યાં ઠરે. ૭૮
લૈલી અને મજનું અરે એ ભાવથી ખેંચાય છે,
એ ભાવ પાત્ર વિના અરે નાજુક ઉર રેંસાય છે !,
સુણતાંજ ચોંકયો નૃપતિ, ઉરસરિત સુજ ચોંકી પડી,
કંઇભાનસુજનેપ્રકટિયું, ઉર જ્યોત્સ્નિત્યાં ઝળકી રહી. ૭૯
'હા ! ભાવનાના પંખીડાં ઉર ભાવથી ખેંચાય છે,
હા ! ભાવ પાત્ર વિના અરે નાજુક ઉર રેંસાય છે '!
સુજ જિગર કયાં જઇને રમે, સુજ ભાવ જઇ કયાં વિરમે,
કયાં હૃદયનું હૃદયું સળે એ હાર્દ કયાં વસતું હશે? ૮૦
આવા વિચારે બ્હેન! હું ફરૂં, શોધતી મુજ ઉરને,
બહુ રાજ રાજકુમારમાં, પણ શાંતી જરીએ ના વળે;
નવ એ ઠરે સૈયર મહીં, તે લ્હેરમાં માણે ખરૂં,
પણ એ હૃદયની શાન્તિનું સુખ કયાં ફરન્તુ માહરૂં. ૮૧
આ જીગરનો જે ભાવ તેના જિગરમાં જઇને ભળે,
કુમુદી શશીનો ભાવ, સૈયર! સૂર્યમાં કયાંથી મળે ?
ચંદા નભે ઝળકી રહે જ્યા ચંદ્રકાન્ત દ્રવી પડે,
નવ ચાતકું ઉર અગન બુઝવે પૃથ્વીના વારિ વડે. ૮૨

અનુષ્ટુપ—

ગળગળી બોલતાં થાતી, હૈયે હચમચતી જતી,
જેણુને ચક્ષુમાં વારિ, આંખેથી અટકી પડી. ૮૩

સોરઠી—

સુંઝા ન વ્હાલા આણુ આજ અમે તો જાણીયું,

આવી મધુરી રમતમાં, ઉર સર્વ બાળકીનું તહીં
ઘડીમાં વહ્યું જલરેલ સાથે, ઉર અગ્નિ બૂઝવી. ૯૬

સોરઠો–

કંઇ ઉર પ્રકટયે ભાવ, કમલ પત્ર ત્યાં તોડીને;
બનાવી નાજુક પાત્ર ધરી રહી જેબુનનિસા. ૯૭

અનુષ્ટુપ–

ભરતી પાત્ર વારિથી, માંડતી મુખડે જહીં,
ચક્ષુ તો ગઇજ ખીલાઇ, ચિત્ર કો નિરખી તહીં ૯૮

વસંત તિલકા,

છે ઉચ્ચ બાહુ મહિં, દીર્ઘ ધરેલ ભાલો,
કો જાય કુંકબર અશ્વપરે હઠાલો;
જામેલ છે હઠ અતિ વળી અશ્વ ઉરે,
હુંફાવવા હરિણ જે, ધસી જાય આગે. ૯૯
એ તારલા જયમ ધસે નભમાં જવલન્તા,
માંડીજ હોડ, ત્યમ જાયજ ઉપડયા આ;
મોટી છલંગ ભરતું હરણું ધસે છે,
"લીધું જ લીધું" ઘડી ચોપ ઉરે વસે છે. ૧૨
આ ચિત્ર છે જળહળ્યું, નદી ઉરમાં જયાં,
ખેંચાઇ અક્ષિ હૃદયું પલમાં ધસ્યાં ત્યાં;
આ ચિત્ર છે આવી ઝબકયું જલપાત્રમાં જયાં,
સોહામણું જલસહે ઉરમાં ઠર્યું ત્યાં ૧૧
ચોંકી ગઇ ઝડપથી કંઇ જોસ આવ્યે,
ઉંચી કરે નજર તો કંઇ ત્યાં કળાયે;
કો કુંજમાં ઝબુકી આકૃતિ વીજ પેઠે,

## હરિગીત.—

સખી ઉરમાં આવું વહે, સખી ભાવ આવા ઉમટ્યા,
એ જાણ થાતાં સર્વ, સૈયરમાં પ્રકાશ્યા ભાવ શા?
એકો કવિ કવીશ્યાં શકે, વાણી બિચારી શું બકે?
નહિ વાણીમાં તાકાત ઉરનું ચિત્ર તે આપી શકે. ૯૧
ખુલ્લું થયું ઉરતંત્રને, ચાખી ખુમારી તે તણી,
સૈયર બધી પગમાં પડી, કો દેવીસમ તેને ગણી;
કરજે ક્ષમા, હે બ્હેન? અતિ અજ્ઞાન અંધારે ભમી,
તુજ ઉરમાં કંઈ ઘાવ કીધા છે અમે તો ઘડીઘડી. ૯૨
હે દેવિ જગમાં વંધતું, પશુ સમ અમે તો બાપડાં,
કંઇ યંત્રવત્ આ જીવિત કરીએ, પૂર્ણ જન્મી જહાનમાં
ગદગદિત કંઠથી ઉભરી, ઉઠી સખી સૌ જે સમે,
જેબુન્નિસાની ઉર નદી, બોલંતી ચાલી સર્વને. ૯૩
"ચાલો સખી જળના પ્રવાહે" એમ બોલી બાળકી,
સખી ગણ સમેત રૂપાળી આરસપગથીપર આવી ટકી;
જલમાં ઝબોળી પાયને, હિલવી રહી ઉલ્લાસથી,
નિરખી રહી જલમાં ઊઠંતી મીઠડી રેખા ઘણી. ૯૪
કદળી રૂપાળી લ્હેર સાથે, હીસતી, આલિંગતી,
જેની છબી જલમાં ઠરી, બહુ રસિક ભાવે ઝુકતી;
સરતી જતી નભમાં રૂપાળી, વાદળી મદની ભરી,
એ મીઠડાં સખીભાવ ઉરમાં, ધારતી જાતી સરી. ૯૫
બોળી ઘડીમાં હસ્ત સખિકો, વદનને પ્રક્ષાલતી,
કો જાય સરતાં ફુલડાંને, કર પ્રસારી ખાલતી;

આવી મધુરી રમતમાં, ઉર સર્વ બાળકીનું તહીં
ઘડીમાં વહ્યું જલરેલ સાથે, ઉર અગ્નિ બૂઝતી. ૯૬

સોરઠો—

કંઇ ઉર પ્રકટયે ભાવ, કમલ પત્ર ત્યાં તોડીને;
બનાવી નાજુક પાત્ર ધરી રહી જેબુનનિસા. ૯૭

અનુષ્ટુપ—

ભરતી પાત્ર વારિથી, માંડતી મુખડે જહીં,
ચક્ષુ તો ગઇજ ખીલાઇ, ચિત્ર કો નિરખી તહીં ૯૮

વસંત તિલકા,

છે ઉચ્ચ બાહુ મહિં, દીર્ઘ ધરેલ ભાલો,
કો જાય કુંકભર અશ્વપરે હઠાલો;
જામેલ છે હઠ અતિ વળી અશ્વ ઉરે,
હુંફાવવા હરિણ જે, ધસી જાય આગે. ૯૯
એ તારલા જ્યમ ધસે નભમાં જ્વલન્તા,
માંડીજ હોડ, ત્યમ જાયજ ઉપડયા આ;
મોટી છલંગ ભરનું હરણું ધસે છે,
"લીધું જ લીધું" ઘડી યોધ ઉરે વસે છે. ૧૨
આ ચિત્ર છે જળહળ્યું, નદી ઉરમાં જયાં,
ખેંચાઇ અક્ષિ હૃદયું પલમાં ધસ્યાં ત્યાં;
આ ચિત્ર છે આવી ઝબકયું જલપાત્રમાં જ્યાં,
સોહામણું જલસહે ઉરમાં ઠર્યું ત્યાં ૧૧
ચોંકી ગઈ ઝડપથી કંઇ જોમ આંચે,
ઉંચી કરે નજર તો કંઇ ત્યાં કળાયે;
કો કુંજમાં ઝબુકી આકૃતિ વીજ પેઠે,

હાહા ! થઈ પળમહીં હતી ના હતી તે. ૧૦૨
તે સાથ જીવ પણ બાલકીનો તણાયો,
ને ઉરમાં અકળ તેજિત જેમ આવ્યો;
આ શું હશે ! ઉર તહીંજ તણાઇ જાય,
આ શું અહા ! હલકહું ઉરમાં ભરાય ! ૧૦૩
એ શું થયું ઝટ દઇ ઉરમાંજ પેઠું,
એ શું વળી મુજ ઉરે ઝટ ચોટી બેઠું;
આવા વિચાર મહીં હાલક લોલ થાતી,
આ બાળકી ઘડીકમાં થઇ વિભ્રમાતી. ૧૦૪
જુએ ઘડીક અહીં તો ઘડી ત્યાંહી જોતી,
છે નેત્રમાં ઘડીક ચંચલતા ભરાતી;
મુખારવિન્દ પર રંગપટો છવાયે,
શોધે કુમુદ શશી શું નભમાં ગૃહાયે. ૧૦૫
કે કોઇ મુગ્ધ હરિણી પડી છુટી જેવી,
જોતી ફરે ચકળ વિકળ અક્ષિવાળી;
શોધે રસિક મૃગને પણ ના મળે તે,
હા ! હાય મારી રસિલી અકળાઇ જાયે. ૧૦૬
ના ભાન છે જરી રહ્યું સ્થિતિફેરફાર,
શાથી થયો પણ મુંઝાઇ જતી અપાર;
આવી દશા નિરખીને સખિએ મુંઝાઇ,
આ શું વળી ? ઘડીકમાં મુખ શ્યામતા શી ! ૧૦૭
કાં આમ આ સખી ઉરે ઉભરા ઘણેરા,
શા ભિન્ન ભિન્ન ઘડીમાં રૂપ ધારી રેતા;
વિચાર શ્રેણી પરથી પછી તાણી લેવા,

બોલ શિરીન મૃદુ ભાવ ધરી હૃદેમાં, ૧૦૮

## સોરઠો.

" જેબુન મારા પ્રાણ ! ખબર તને એ કાંઇ છે,
અન્તે આવ્યો હાથ મૂષક દક્ષિણ પ્હાડનો. " ૧૦૯

## વસંત તિલકા.

શું શું શિવાજી દૃઢ શૌર્યતણો સમૂહ,
શું કાળ એ મુગલનો વિરલો અનૂપ,
અન્તે થયો શરણ ? એ પિતુ બુદ્ધિ કેવી !
કોને વખાણું, અરિમાં નવ ન્યૂનતા કે. ૧૧૦

## અનુષ્ટુપ.

વિચાર આમ કરતી, ને ખોલતી ઉરને ઘડી,
જેબુન શોક આનન્દે રેલન્તી અટકી ગઇ. ૧૧૧

## વસંત તિલકા.

જો કે અરિ પિતુ તણો દૃઢ વૈરધારી,
એણે હણ્યા મુગલને ધરીને ખુમારી;
હિંદુ તણા ધરમની, છળતા ભરેલી,
બાજી રચી કરી ખુવારી વળી ઘણેરી. ૧૧૨
તોયે થતું હૃદયમાં સુજના કંઇ છે;
એ નામ જ્યાં શ્રવણમાં રમતું રહે છે;
શિવાજી સાથ કંઇ જોમ ઉરે ભરાયે,
એ ભાવ તો હૃદય સામ્ય તણો જણાયે. ૧૧૩
આવા વિચાર મહિં મગ્ન તણાઇ જાતી;
આ બાળકી ઉર રસે બહુધા ભિંજાતી,
ચાલો સખિ ગૃહપ્રતિ થઇવાર ઝાઝી,

ઓલી કિશોરી સખીની પર દૃષ્ટિ નાખી. ૧૧૪
આનંદથી મયૂર તો હુહુકા ઉછાળે,
આનન્દથી સમીર તો હૃદયાંય ઠારે;
શિવાજી નામ પણ ઉરનું ઉર શોધી,
આનંદથી શીતલતા સહુ જાય પેસી. ૧૧૫
ઉલ્લાસથી ઉલટી ઉલટી કોકિલાયે,
ગાયેજ મીઠું, જ્યમ પ્રેમની નેકી મારે;
ને વૃંદ આ તરૂણીનું જયમ હંસી ટોળી,
જાયે મૃદુ ગતિ કરી, રસમાં ઝબોળી ૧૧૬
ને ઉર દગ્ધ થયલું વિન વારિયોગે,
મંદાકિની જલ મળ્યે જયમ લ્હેરી ઉઠે;
શિવાજી નામ રમી જેઉનના રુદામાં,
કો દિવ્યભાવ વરસાવી રહ્યું ઘડીમાં. ૧૧૭
છે ભાવ એ અકળ તોય હૃદું દ્રવે છે,
ને કાંઇ ગુહ્ય સુખ અંતરમાં સરે છે;
આ જોઇ જોઇ સખી ઉર બધાં ઠરે છે,
શી કૌમુદી શશી કળાથી ચડે હીંચોળે! ૧૧૮

અનુષ્ટુપ્-

ગોષ્ટી વિવિધ મીઠીને, મગ્ન કંઇ કંઈ ભાવમાં;
લ્હેરથી ઉરનાં લ્હાણાં સૌ ચાલી કરતી તહાં. ૧૧૯

માલિની-

ઉરપર પડી ઊંડી ચિત્ર રેખા મજેની,
શ્રવણ હૃદય દોડી દિવ્ય નામે ખુમારી;
હચમચી ઘડી પાછું લ્હેરથી રેલી જાતું,

ઉર સરળજ સાહું બાળકીનું ઉઘાતું. ૧૨૦

**અનુષ્ટુપ-**

સખિ સૌ શહેરમાં આવી. સ્વકાર્યે પછી મગ્ન થઇ;
જેબુન હર્મ્યમાં બેઠી, ઊરચિત્ર ઊકેલતી. ૧૨૧

**શિખરીણી-**

ખરે શીખી છું હું, અનુભવ વળી સાબિત કરે,
ઉરોનાં જોડાણો સમ મધુર તત્વે બની રહે!
નહીં તો ના હોયે મુજ હૃદય માંહી કુતૂહલ
ખરે! ચિત્રેથી આ, પૃથિવિ મહિં ના કોહિ મિલન. ૧૨૨
નથી કોદી જોયું, મન મહીં નથી કોદી પણ એ,
નથી કોશું ચોટયો જીવ જરી ઉછાળો ભરી અરે!
પરંતુ આ ચિત્રે હૃદય તણી તો પોથી મુજની,
કરી દીધી ખુલ્લી રસિક રૂડલી લ્હેરની ભરી ૧૨૩
વિચારોમાં બાલા કંઇ કંઈ લઇને ઉભરતી,
"મળે એ તે કયાંથી" વચન વદીને "હાય" કરતી;
પિતા ત્યાંતો આવ્યો, ગભરૂ તનયાને નિરખીને;
વળી મુંજાતી કૈં, સદય વદતો "બ્હેન કયમ છે?
થયું શું છે ત્હારૂં મુખ કયમ દિસે મ્લાન, વદ ને,
ગયું કૈં? મુંઝાઇ? વદ, વદતું, બેટા! વદ મને;
સ્હવારે કાલે તો મૂષક ગિરિનો દક્ષિણ તણો,
ઝલાયેલો બેટા! અહીંજ સપડાશે નકી હવાં. ૧૨૫
થવું ત્હારે છાજે, અતિ હરખને હોંશની ભરી,
હવે છે મેં અંતે, મુગલ પીડ સર્વે દૂર કરી;
વળી બેટા! કાલે પ્રહર મહીં એ ચોર કરડો.

ભર્યા દરબારે તો નકીજ સપડાશે ઉછળતો ૧૨૬
ત્હને શું છે કાંઇ અસુખ નડતું, કે વન મહિં,
સતાવાણી કોઇ, વનપશુથકી હું સી મુજની?"
નથી બાપુ! કાંઇ, કાંઇ નથી નથી મુંઝાણી કંઇ વળી
વદંતી કન્યાએ શરસ તણી છાયા મહિં ગળી. ૧૨૭
પિતા ત્યાં કૈં ચેત્યો, જિગર! તનયા વ્હાલી મુજની!
સ્હવારે કાલે તું, સકલ સહુ જોજે ઠઠ મળી;
ભરાતા દરબારે, ચઢ સરવ સામગ્રિ સજ છે,
વદી ચાટુ વાણી, નૃપવર પછી ત્યાં થકી પળે ૧૨૮

સોરઠો–

ચિત્ર અને આ નામ કાંઇ જમાવટ તો કરે,
કેમ ડઘાતું ઉર સુણી બુરૂં આ નામનું? ૧૨૯

અનુષ્ટુપ–

એમને એમ બાલા આ, અનિમિષ વિચારતી;
છેવટે હાય મારીને સુંઝાતી જમ્પતી થઇ. ૧૩૦



# સર્ગ ૨.

---

## સ્વપ્ન, ગુરુ દર્શન, વિદાય; અને દિલ્હી પાસે.

### વસંત તિલકા

રાત્રિ ભયાનક, દિશા પણ અન્ધ સર્વે,
આકાશથી વરસી અંજનઓઘ જાણે.
પૃથ્વી બધી નીજ સ્વરૂપમયી કરન્તો,
કોઇ અસુર જગવેલ કુંળી ગળન્તો. ૧
વિદ્યુત છે ઘડી ઘડી ઊભરી ઉઠન્તી,
ને ઘોર ગર્જન ઉઠે નગઉર ભેદી;
હા! જેમ કોઇ અતિ દુર્ઘટ દુર્ગ તોડે,
ત્યાં દિવ્ય તોપ હડુડી રહી આસમાને. ૨
વિદ્યુતના ઝબુકની સહુ ન્હાઠ સર્વે,
નિમિષ માત્ર પડી દૃષ્ટિ મહિં ગયાયે,
તે સાથ ધોધ સરિતા વનકુંજ આદિ
જાણે હતાં નવ હતાં પળમાં ભુંસાઇ. ૩
આકાશથી ગરી પડે બહુ વારિપુંજ,
ધો ધો પડે નગ ઉરે થકી વારિપૂર;
જાણે સમગ્ર જગને અંહી બોળી દેશે,
એવું વરૂણ વસુ નિજ રૂપ ધારે. ૪

દિશા સુજે ન, સુજતો નવ માર્ગ ક્યાંઈ,
ના વાટ ઘાટ તણી એક નિશાની સાદી;
સર્વે ગળાઇ પડીયું અતિ અન્ધકારે,
મોટા પથિક વીરની પણ હામ હારે. ૫
આવે સમે ઘરમઝુંડ ધરી શિવાજી
દક્ષિણસિંહ નિજ દુર્ગ મહિં વિરાજી;
નિદ્રા તણા કર સુકોમળમાં ગ્રહાયો,
નિશ્ચિન્ત કેસરી જરી ઉરના ડઘાતો. ૬
સુતેલ છે સરવ સામત સૈન્ય સાથે,
પ્હેરેગિરો વિન સ્વરે ભમતા ફરે છે,
સુતી પ્રિયા કમલ નેત્ર બીડી નિરાંતે,
શું સિંહણી ઢળી રહી પતિગોદ માંહે ! ૭
સુતો ઘડીક, વળી કો ઉર ભાવ આવ્યો,
ને સ્વપ્ન એક અતિ ગૂઢ મહિં તણાયો;
કો સુન્દરી ગરીબડી વગડે ધસે છે,
ખુલ્લી અસિ ગ્રહી અસુર પુઠે પડ્યો છે. ૮
ભોંકાય છે કમળપાદ મહીંજ શૂળા,
ચીરાઇ પાલવતણા ઉડતાજ લીરા;
ને ઠાર ઠાર વપુ સુન્દર ગૌર કાન્તિ,
ભેદાઇ જાય ઝરડાં બહુ ઝાંખરાંથી. ૯
"ઉગારજો અધમ આ મુજને દમે છે,
છે કોઈ કોઇ શૂરવીર મને બચાવે ?"
એવાં વદી વચન ને ઉર ભેદી દેતી,
આ બાલિકા ખુણ ઢળી અકળાઇ જાતી. ૧૦

ત્યાં દુષ્ટ આ યવન તેગ ઉગામી આવ્યો,
બાલા પરે સખત છે ઝટકો લગાવ્યો;
એ જોઈ સિંહ સમ ફાળ ભરી નૃપાળ,
દોડયો પુઠે અસુરની તહીં છે કૃપાળ. ૧૧
આવી ઝપાટ સહ "જે રઘુરામ" બોલી,
દીધોજ ઘાવ અરિના વપુમાં ઉગામી;
ચોંકી ગયો યવન, ને પુઠ ફેરવે ત્યાં,
ઉભોજ યોધ વરસી રહી ઘાવ બૂરા. ૧૨
ધાયો અસુર હણવા વીરને ઝપાટે,
ને પાથરી છળ તણી કુડી બાજી ત્યાં છે;
જામ્યૂંજ યુદ્ધ, વીરના પણ ઘાવ બૂરા,
હંફાવીને યવનને કરતાજ ચૂરા. ૧૩
તોયે થયો અતિ લડી લડી લોથ પોથ,
છે માત્ર આપ, અરિની ધસી ક્રૂર ફોજ;
અન્તે થયો શરણ, ને યવને ઉપાડી,
કો અન્ધ ગર્ત મહિં ફેંકી ગયો હરામી. ૧૪
છે અન્ધકારમય કૂપ જ, ઘોર પાપ
છે ઠાર ઠાર વરસીજ રહ્યું અમાપ;
ના હોય દિવ્ય તહીં તત્ત્વ તણો મિલાવ,
ત્યાં હોય કેમ ઉરના જરી શાન્ત ભાવ? ૧૫
ગ્લાન ધરે નવ જરી ઉર યોધ તોય,
સુકૃત્યમાં દુઃખ નડયે વીર ના મુંઝાય
બેઠોજ એક દિન ઉરની ચોટ ચોડી,
શ્રદ્ધા શ્રી રામપર અન્તરની લગાવી, ૧૬

ઠો દેવી ત્યાં યવન સુન્દરી રૂપ ધારી,
આવી ઉપાડી વીરને ગઇ દૂર બાલાઃ
મૂકી નિઃશંક સ્થળ અંતરધાન પામી,
બોલી ગિરા "જિગર જા અહીંથી શિવાજી"! ૧૭
જ્યાં જોય વીર નિજ નેત્ર વિકાસી આગે,
ને ફેરવે મુખ બધી દિશમાં અચમ્બે;
" દેખાય ના જરી, ખરી અહિં કોણ ચાલ્યું,
આ કોણ ઉર મુજ ઉરની ભકિતવાળું ?" ૧૮
આવા જ સ્વપ્ન મહિં તર્ક વિતર્ક કરતો,
વિમાસણે ઘડી ઘડી વળી ડુબી જાતો,
આ યોધ દક્ષિણ નગો મહિં મધ્યરાત્રે,
હેવી પ્રતાપગઢમાં સ્વપતો નિરાંતે. ૧૯
સ્વપ્ના તણી અસર ઉર મહિં ભરાઈ,
ઉઠયો બડાક દઇ છે વીર સેજમાંથી;
આંહીં તહીં ભ્રમણ હર્મ્ય મહિં કરન્તો,
વિચારના વમળમાં અતિ છે ફસન્તો. ૨૦
જાવું સવાર મહિં છે મળવા અરિને,
જાવું અરે! શરણ આટલી શાડ માંડયે;
અંબરપતિ પણ અતિ બલ આર્ય ધારી,
તે સાથ હાય! લડવું, કરવી ખુવારી ૨૧
રે ભાઈની? અરરર એ રજપૂત રાજ!
અન્યોન્ય શું લડી મરે અહ! ભાઇ આજ!
રે હિન્દ દેવિ! તુજ ગૌરવ કયાં ગયું છે!
તે ક્ષાત્ર ધર્મ અહિં કયાં નિજ દેશ તારે! ૨૨

હું સૂર્યવંશી શરણે વળી મુગલોને!
સંહાર શું લઢી કરૂં નિજનો અરેરે!
ના ના નં ઠીક જરી એ, શરણે થવું એ
છે માર્ગ ઠીક, કરવી ન ખુવારી હાવે; ૨૩
જોશું વળી ભવિષ્યમાં બનશે બધું જે,
જે જાળવે સમયને બુદ્ધિમાન આજે.
માટે હવે શરણુ તો જવું છેજ મારે,
તેની અગાઉ ગુરુદર્શન જઇ કરીને ૨૪
હું સર્વ સૈન્ય મુજ માત અને પ્રિયાની,
યાચી જુદાઇ શરણે પછી જાઉં તેને.
આવા વિચાર અતિ યોધ ઉરે ઠર્યા છે,
કૈં કૈં સ્વરો મુખ થકી તહીં ઉભર્યા છે. ૨૫
નિઃશ્વાસ તે સ્વર તણો કંઇ જૂજ ભાગ
ધીમે રહી શ્રવણમાં પડિયો લગાર;
જાગી અહા! પતિપરાયણ રાજલક્ષ્મી,
તે સુન્દરી કમલ નેત્ર વિકાસી જાતી. ૨૬
ઘેરાયલા સિંહ સમા પતિને નિહાળે,
ને તીવ્ર ભાવ ઉઠતા ઉરને પ્રજાળે;
છે ઓષ્ઠ તો પળપળે વળી પીસી દેતો,
ચાલે ઘડી વળી ઘડી તહિં થોભી ર'તો. ૨૭
નિઃશ્વાસ દીર્ઘ ઉઠતા વળી શ્વાસ લેતો
ઊંડો, અને હ્રદય ભાવ બધો જણાતો;
કો ગાઢ પૂર મહિં આ વીર છે ડુબન્તો,
ચાયે વ્યથિત વધતો જયમ છે પળન્તો. ૨૮

ઘોર નિદ્રા રાક્ષસી કહેવાય,
તેના પાસમાં સપડાય
મોટા યોગીઓ પણ છેક;
ત્યાં ચાલે ન કોની ટેક. ૨૯
પણ સતી પતિપરાયણ જેહ,
તે પર રાજ્ય ચલવે કેમ ?
પાપી રાક્ષસી નિદ્રાય
ત્યાંતો ભસ્મ બળીને થાય. ૩૦
પતિના સુખમાં નિજ સુખ,
પતિના દુઃખમાં અતિ દુઃખ,
સતી જે માનતી અનિમિષ,
સુખથી કેમ ઢાળે શીશ. ! ૩૧
વ્યાધ જક્ષણી સમ આવી,
પતિને પીડતી રહી બાધી,
ઉઠી સિંહણી તજી સેજ,
પતિ સામી ઊભી તલપેજ. ૩૨
પતિ વિચારમાં મસ્તાન,
જેને નથી નિજનું ભાન;
તેતો અહિં તહિં ઘેરાય,
વિધવિધ વીચિમાં સપડાય. ૩૩
પણ ચુંબક અચાનક જેમ
તાણે લોહ હૃદને, તેમ
ધાયું ઉર પતિનું ત્યાંય,
સામી સુન્દરી ઉભી જ્યાંય. ૩૪

ઘનદળ વિસ્તર્યે આકાશ
થાયે છે ચકોર નિરાશ,
જાતાં માંડવો જ્યાં તૂટી,
ચન્દા ભભક જાય વછૂટી. ૩૫
જેવું ઉર એ ઉભરાય,
વ્હાલી લ્હેરમાં ઘસડાય,
તેવું આ શિવાજી ઉર,
વ્હાલીમાં થયું ચકચૂર. ૩૬
બોલી ના શક્યો પળ વાર,
સ્વસ્તિક રચી ઉભો અરિકાળ;
દેવી નેત્રમાં નિજ નેત્ર
ચોડી બોલિયો પછી એહ ૩૭
વ્હાલું મીઠડું ત્યાં વેણ
સતીને સ્વર્ગ સમ સુખદેણઃ–
" વ્હાલી ! મધ્ય આ ગઇ રેન,
તો એ હા ! તને જરી ચેન ૩૮
પડતું આજ ના દેખાય;
ઉર શું વ્યાધિએ સુંઝાય?
નેત્રે કેમ ના નિદ્રાય?
આવી ઉભો આ શું હ્યાંય!" ૩૯
એવાં ચાટુ મીઠાં વેણ
દક્ષિણ રાજ ઉચરે; રેન
પણ સ્તમ્ભી સુણે હરખાઇ,
ઉરનું ઉર જાય ભિંજાઇ. ૪૦

ઉઘોર નિદ્રા રાક્ષસી કહેવાય,
તેના પાસમાં સપડાય
મોટા યોગીઓ પણ છેક;
ત્યાં ચાલે ન કોની ટેક. ૨૯
પણ સતી પતિપરાયણ જેહ,
તે પર રાજ્ય ચલવે કેમ ?
પાપી રાક્ષસી નિદ્રાય
ત્યાંતો ભસ્મ બળીને થાય. ૩૦
પતિના સુખમાં નિજ સુખ,
પતિના દુઃખમાં અતિ દુઃખ,
સતી જે માનતી અનિમિષ,
સુખથી કેમ ઢાળે શીશ. ! ૩૧
વ્યાધ જક્ષણી સમ આવી,
પતિને પીડતી રહી બાધી,
ઉઠી સિંહણી તજી સેજ,
પતિ સામી ઊભી તલપેજ. ૩૨
પતિ વિચારમાં મસ્તાન,
જેને નથી નિજનું ભાન;
તેતો અહિં તહિં ઘેરાય,
વિધવિધ વીચિમાં સપડાય. ૩૩
પણ ચુંબક અચાનક જેમ
તાણે લોહ હૃદને, તેમ
ધાયું ઉર પતિનું ત્યાંય,
સામી સુન્દરી ઉભી જ્યાંય. ૩૪

વસમા હોય રણનાં વાસ,
વસમું હોય રણનું કાજ,
પણ શે હૈશ ધર્મોદ્ધાર,
કારણ આજ શોક વિચાર ? ” ૪૭

ગીતિ–

આમ વદન્તી દેવી પતિ તણા ઉર મહિં ઉર ભરતી,
લપટાતી બાહુમાં પડી કપોલે ગુલ ભભક ઝરતી. ૪૮

અનુષ્ટુપ–

ચૂમતો મુખડું વ્હાલું, રોમાંચે વિહ્વળ બની
વાલમો દિવ્ય આવેશે, આધિ કયાંઇ જતી રહી ! ૪૯

માલીની—

ઇહ જગત તણાં જે સર્વ જંજાળી મોજાં,
કયમ લય નવ પામે, પ્રેમ ઉછાળતો જ્યાં
નિજ શીતલ મધુરી કુમળી છે ખુમારી,
ઉર ઉરમય થાતાં, હોય ત્યાં પીડ શાની ! ૫૦

સોરઠો—

નથી ઉરમાં મુજ પીડ વ્હાલી આ વનવાસની:
નયને નાવે નીંદ માત યવન હાથે અરે ! ૫૧
નથી મુજ ઉરમાં પીડ વ્હાલી યુદ્ધવ્યથા તણી;
પણ બળતું ઉર હીર યવન શરણ બન્ધુ થકી. ૫૨
ઉંપાડી મેં તલવાર ધર્મ ધરા ને આર્યનો
કરવાને ઉદ્ધાર, પણ બન્ધુ આડા ફરે ! ૫૩
જમ્બુક સમ અરિ હાય કાવા દાવા પાથરી
માતાને ચુસી ખાય, પણ બન્ધુ સમજે ન એ ! ૫૪

ભિંજાતો સમિર પણ સુણી,
નિજ મસ્તાની થાતી ઉણી;
ગાજ્યો કેસરી મસ્તાન,
જાગ્યું સિંહણી ઉર તાન. ૪૧
બોલી તે પછી આ વેણ,
પતિ નયને પરોવી નેણઃ–
“ વ્હાલા! મુગલમૃગ પર સિંહ !
સુઓ જે સદા નિશ્ચિન્ત ૪૨
તેને આમ આ ક્યમ આજ
ચિન્તાનો બુરો છે પાશ ?
તેમાં આમ કેસરી જેમ
મારો આવલાં, એ કેમ ? ૪૩
તમને શું પીડે છે ઉર ?
ઓછું કેમ આ મુખ નૂર?
કેમ વમોચું જાય ડઘાઇ
ઉર તમ વાલમાં રીબાઇ! ૪૪
ઉપાડી તમે શમશેર
યવન પર વાળવા કુળવેર;
એ કુળ ધ્વંસ થાયે છેક,
એવી સબળ ધારી ટેક, ૪૫
દીઠા મેં ત્હમોને, નાથ!
અરિ સહ સબળ ભરતા બાથ.
આનન્દ વહન્તા રોજ,
વ્હાલા! આજ શો ઉર બોજ ? ૪૬

કરે અરિ કંટક દૂર આજે. ૬૩
કહ્યું વળી " જો કદી ત્યાં ફસાવે
બોલાવી દિહ્લીપતિ નિજ દ્વારે;
કોટી પ્રકારે પણ રક્ષી લેવા,
તૈયાર ત્યાં છે મુજ પુત્ર શૂરા. ૬૪
વિશ્વાસ પાકો મુજને ઉરે છે,
રક્ષીલિયે એ મુજને તહીં તે;
વસ્યું વળી છે દઢ ચિત્ત મારે,
ફસાવશે ત્યાં અરિ તો કરારે. " ૬૫
કહ્યો પ્રિયાને ઉરનો વૃત્તાંત,
તે સાથ સ્વપ્ના તણી સર્વ વાત;
બોલી મૃગાક્ષી પછી વેણ એક,
પતિ તણા બાહુ મહિં ભરાય. ૬૬
પીતી પતિના મુખથી મધુરાં,
પડે સરન્તા શુભ વેણ વ્હાલાં
આ ચાતકી; નેત્ર રહી ઠશીને ?
કપોલ ચૂમે રસિયો ચશીને. ૬૭
જાણે ટહૂકી રહી કોકિલા શી,
પતિતણા પક્ષ મહિં ભરાતી:
ગુરુ તણી શી મરજી પ્રભુ છે ?
અને દિયે શિખશું માત આજે ? ૬૮
હું તો ગણું એ અતિ ઉચ્ચ વાત,
વિશ્વાસ રાખો રજપૂત જાત;
દિહ્લીપતિ તેમ છતાં ફસાવે,

જાણે વ્હાલી આમ એક સપાટે તે દિને
બિજાપુરી સરદાર સૈન્ય સમેત જ મેં હણ્યો ! ૫૫
જાણે આલમગીર મુજ બુદ્ધિકૌશલ્યને;
જાણે આ ઉરભાવ, યવન સૈન્ય પ્રેરે નહીં. ૫૬
પણ બન્ધુ મુજ હાય વફાદારીમાં આંધળા,
મુજપર આવ્યા આજ, સત્ય અસત્ય જૂએ નહિ! ૫૭
હઠીલાઈનું પૂર શૂરવીર સરદાર સૌ
રણ યોદ્ધા રજપૂત મરશે પણ ડગશે નહીં. ૫૮
ધારૂં તો પળમાંય આ અન્ધા મુજ બન્ધુને
એકજ ફટકામાંય ચમત્કારે જાતા કરૂં ! ૫૯
પણ હણતાં મુજ ભાઇ હૈયામાં કંઇ થાય છે,
વ્હાલી એ ઉરશલ્ય વ્યથા કરે છે આકરી! ૬૦

## ઉપજાતિ–

સુજે જરીના કંઇ માર્ગ આજ,
પ્રિયે ! નથી આ ઉર અન્ય દાઝ;
હું આગળે એ રજપૂતરાજે
પોતા તણું ઉર ખુલ્લું કર્યું છે. ૬૧
અને કહ્યું આલમગીર જોવા
ઇચ્છે મને, ના ઉર અન્ય ઇચ્છા;
પરન્તુ જાણું મુજને ફસાવા
વિશ્વાસઘાતી અરિ પાશ આવા. ૬૨
છે શૌર્ય એ તો ધન માત્ર જેને,
શ્રદ્ધાળુ સાચા મુજ બાન્ધવોને,
ફસાવીને બન્ધુ સમીપ પ્રેરે,

## વસંતતિલકા.

વાયેજ વાયુ સુસવાટ અતિ કરીને,
ને વૃક્ષ ડાળ ઝપટાવી દિએ ઝડીએ;
દાદૂરને તમરીના સ્વર કાન ભેદે,
ધોધો પડે જલસમૂહ બધી દિશાએ. ૭૬
વિધુતના અહિં તહિં ચમકાર ચાલે,
તે સાથ ગાજી ઉઠતા હુડુડાટ આસે;
નીચે ગુફામહિંથી કેસરી રાડ મારે,
આકાશ ભેદી ભરતો નિજ ઘોષથી તે. ૭૭
જાયે અગાડી વધતો નૃપ ઝ્હાડ વીંધી,
છે એક નામપર છેક શ્રદ્ધા લગાવી;
ગાળી નિશા અહિં તહિં ભટકી નરેશે,
શોધી વળ્યો અધિક ઘાટ ગુફા ઘણીએ. ૭૮
ક્યાંઇ મળે નવ અને મનમાં મુંઝાય,
રાત્રિ સહે ઘન દળે પણ દૂર થાય;
ઊગ્યો પ્રચંડ બહુ તેજ તણો ભભૂકો,
છે રેલતો સ્થલ સ્થલે નિજ મ્હેર વ્હાલો. ૭૯
" હા હા! હજુ નવ મળ્યા મુજને પ્રભુ તો
શું સૂચવે નશીબ આ મુજનું હવે તો!
શું ના મળે? દરશને પ્રભુનું નહીં શું?
અન્નોદકે પણ ગુરુપદમાં નમાવું ૮૦
આ શીશ ને પછી ગ્રહું" દૃઢ એમ ધારી,
જાયે સ્થલે સ્થલ મહિં ગુરુ હોય માની
ના ત્યાં મળે, વળી પળે ઉરમાં રીબાઇ.

ન આંચ તોપે પ્રભુ કાંઇ આવે. ૬૯
સ્ફુરે ઉરે એમ પ્રભુ, મને તો
પછી કૃપાનાથ તણા વિચારો;
સ્ત્રિયો પ્રભુ! બુદ્ધિ મહિં નકામી,
વિચાર એના નવ હોય, સ્વામી! ૭૦
કરો પ્રભુ એ વડીલો કહે તે,
વિચાર ઝાઝા કરવા ન હોયે."
સુણી પ્રિયાની શુભ વાણી આવી,
"ખરે પ્રિયે! એ મુજને ઉરે છે; ૭૧
મળું ગુરુને મુજ માતને તે,
હું દર્શનાતુર પ્રિયે ઘણેરો"
એવાં વદી બોલ શિવાજી શૂર,
જતો પ્રિયાની સહ અન્ય હર્મ્ય; ૭૨
આભૂષણો શસ્ત્ર સહુ સજીને
જૂદાઇ યાચે નિજ દેવીની તે.
"પ્રાણેશ! આનન્દ થકી સિધાવો,
મળી ગુરુને ઝટ આંહિ આવો; ૭૩
નમન્તી બોલી સતી, ઉર પીડા
કરે જૂદાઇ જણવે જરા ના.
જેને મળ્યું આ ગૃહિણી સુરત્ન,
ન કાં કરે ભારત તુલ્ય યત્ન! ૭૪

અનુષ્ટુપ—

અશ્વની ઉપરે ચોધો, લટકાવી કડ તેગ છે,
હસ્તમાં ઉગ્ર છે ભાલો, ચાલિયો પછી તે સમે. ૭૫

શું કૃષ્ણપાદ ચુમવા યમુના ધસે એ ! ૮૭
ઊંચા અંહિ નગ તણાં શિખરે ચડેલો,
છે આ નૃપાળ બહુ લ્હેર મહિં પડેલો
આ એકમેર પણ તેજ સમૂહ ચાલે,
અન્ધાર આદિ જગ ઓઘ બધા પ્રજાળે. ૮૮
આ—આ દિશે પણ અહા ! રૂડલું રૂપાળું
દેવી સ્વરૂપ જગ ઉર મહિં રમન્તું;
કેવું કરે સરવ ભીષણ દુઃખ દૂર,
શી શાન્તિ આ મુજ ઉરે નિરખી જરૂર ! ૮૯
આની સહે ધખ ધખી મુજ રક્ત ઊઠે,
વીરત્વ મુજ કુળ ધર્મ તણું વછૂટે;
શી આ ઉઠે હૃદયમાં વળી રમ્ય લ્હેર,
હું તો અનુભવ કરૂં કંઇ દિવ્ય મ્હેર. ૯૦
તાણે વળી નિજ ભણી પ્રતિમા હસન્તી,
તે યાતના સરવ ક્યાં મુજની જ્વલન્તી ?
આ આ ગુરુ અધમ રંક તણીજ મારી,
મૂડી કમાણી ઇહ જન્મ તણી અમૂલી ! ૯૧
કેવી પ્રફુલ્લ મુખડે જગને નિહાળે !
કેવું વળી સ્થલ સ્થલે નિજ તેજ ઢાળે !
હું તો કૃતાર્થ, વિજયી પણ હું થવાનો,
ઉદ્ધાર ધર્મ વળી દેશ તણોજ આ તો. ૯૨

અનુષ્ટુપ—

દૃષ્ટિની સાથ હૈયું એ, ખેંચાયું બહુ ભાવમાં
અશ્વથી ઉતરી યોધે કીધાં છે નમનો ઘણાં. ૯૩

તો એ ધરે નવ હીણો ઉર ભાવ કાંઇ. ૮૧

અનુષ્ટુપ—

ચાલતો જાય આગે જ્યાં, દેખાયું કંઇ દૂરથી;
હૃદયું ઉછળી ધાયું, ચક્રવાક્ સવિતા ભણી. ૮૨

વસંતતિલકા—

આનન્દ ધર્મ વળી પ્રેમ તણી પ્રતિમા,
વિરાજતો ભભકીને શુભ યોગ જેમાં,
બ્રહ્મત્વ એ અખિલનો રૂડલો સમૂહ,
શું આવી આ જગતમાં ઠરિયો અનૂપ! ૮૩
કો બાલ ભાનુ સમ દિવ્ય પ્રકાશ છોડે,
ને ઠાર ઠાર સમ ભાવ વસાવી દે છે;
થાલે ક્ષમા ઉભરતી દ્રય નેત્રમાંથી,
મન્દાકિની સમ સ્થલે સ્થલ મ્હેર છોડી. ૮૪
ઉભી વિલીન થઇને કંઇ મગ્ન ભાવે,
ને દિવ્ય પ્રેમ રસમાં દિલડું ઝુલાવે:
દક્ષિણ હસ્ત મહીં પુષ્પ કળી ધરી છે,
શી ઉરની પ્રસન્નતા ઝળકી ઢળી છે! ૮૫
ધારેલ કંઠ મહીં તુલસી માળ રૂડી,
નક્ષત્ર જેમ રમતાં રવિ મધ્ય શાખી;
ઉભી; અહા? પળપળે અતિ રમ્ય મૂર્તિ,
છે ઉર તો સરવનાં નિજશું જડન્તી. ૮૬
દોડે ખળેળી દડતું ઝરણું રૂપાળું,
દેવી સ્વરૂપ મહિં ઉર ઉછાળી જાતું;
ચૂસી ચસી ચસી પદો ઉભરી ઊછાળે,

કહો અગ્નિ શાની શીતળ નભ ચન્દા વહી જહિં. ૯૯
પૂરી લ્હેરે હૈયું વિધ વિધ ઝકોળે ઝુકી રહ્યું,
અને એ નેત્રોમાં હૃદયરસબિન્દુ ઠરી ગયું;
નમીને ચૂમે છે ઘડી ઘડી પદો તો ગુરુતણા,
લલાટે ને નેત્રે ચરણ રજ ધારે હરખમાં. ૧૦૦

અનુષ્ટુપ—

"સિધાવ સુખથી, બેટા!" આજ્ઞા એમ વહી જહિં,
ગરાક ઉઠીને યોધો ચાલિયો ગૃહની ભણી. ૧૦૧

વસંત તિલકા.

આનન્દથી સ્થલ સ્થલે ટુહુકાર ઉઠે,
કેકા ટીહુ ટીહુ કરી ઉરને ઉછાળે;
બુલબુલ વૃન્દ કૂજતાં રમતાં ભરાઇ,
છે ડાળ ડાળ મહિં લ્હેર મધુર છાઇ. ૧૦૨
છે સૌ દિશે ખળખળી ઝરણા દડન્તાં,
મોટા પહાડ થકી ધોધ ઢળી પડન્તા;
ચાલે નૃપાળ ચડીને નગ ખીણ આદિ,
સર્વે વટાવી, હૃદ હોંશ રહી છવાઇ. ૧૦૩
ઊંચા અતિ નગપરે ચડી જોય છે જ્યાં,
મોટા અસંખ્ય વનયોધ નગો રૂપાળા,
દુર્ગો મકાન ચૂમતા નભને અડીને,
સર્વે પડે નજરમાં નૃપને તહિં છે. ૧૦૪
રોકાય છે અહિં તહિં થઇ મગ્ન કાંઇ
વિચારમાં વળી પડે કંઈ દૃષ્ટિ માંહિં;
જોઇ ઘડીક ઠરીને તહિં ઉચ્ચરીને

## શિખરીણી.

ઉઠી ઉભો થાયે, ગુરુકર થકી પુષ્પ પણ લૈ,
પડેછે વારિમાં, વિજય નૃપનો એજ સૂચવ્યો;
પડેછે દૃષ્ટિએ ગુરુતણી અમીની રસ ભરી,
છવાઇ રે'છે એ હૃદય પર ઉર્મિ નવ નવી. ૯૪
"સદા સુખી રે'જે, કુલ ધરમને દેશ હિતને
સદા રક્ષી લેજે, સરવ તુજ આશા સફલ છે;"
સ્ફુર્યું એવું હૈયે નૃપતિ પર દ્રષ્ટિ જહિં પડી,
પડયો ત્યાં તો યોધો ગુરુપદ મહીં વિહ્‌વળ બની. ૯૫
ધરી બન્ને હસ્તો શિર પર, અને વેણ મધુરું
ભરાઇ આનન્દે, "ઊઠ ઉઠ તું, બેટા!" વદી ગુરુ,
ઉઠાડન્તા પૂછે, કુશળ? કયમ આજે અહીં વળી?
મુંઝાવું ના, બેટા! સુકૃત કરવામાં ડરી જરી. ૯૬
ભલે સુખેથી તું કર સરવ સુજે શુભ ત્હને,
સદા તારે શિરે વિજય કલગી તો રમી રહે;
મુંઝાણો તું જાણું, ધર કદી ન શંકા દિલ જરી,
સુખેથી જાને તું દિલ્હીપતિ કને વીર વિજયી. ૯૭
થશે ત્યાં એ, વ્હાલા! યવનનૃપનું ઉર તુજનું,
અને યોધા ત્યાંના મદદ કરશે, વેણુ મુજનું;
મહાત્માએ બોલી પીઠ કર થકી થાબડી રહી
પુર્યો જુસ્સો હૈયે, પુલકિત થયો યોધ જ સુણી; ૯૮
શકયો ના બોલી કૈં ઉર મહિં ન શંકા રજ ધરી,
અરે શંકા શાની? શીતલ ઝરણી યોગીની મહિં
કહો કયાંથી હોયે, મળ જરીય ગંગા જલ મહિં,

કદલી રહી લચન્તી શીતલી છાંય દેતી,
ઝર ઝર ઝવી જાતી પાસ ઝરણી સરન્તી. ૧૧૧
વરુ અગણિત આવ્યાં, તુજને ઘેરી લીધો,
તુજપર પ્રિય મારા! છે ધસારોજ કીધો;
ધસી પણ નવ ફાવી તુજને હું બચાવા,
થઇ મુરછિત અંતે ને પડી ભોંયમાં ત્યાં. ૧૧૨
પણ ચકિત થઇ હુ, માત અમ્બા ભવાની
ધરી કરમહિં તુંને આવતી પાસ મારી;
'ઉઠ, જીજી, તજ ચિંતા, આ રહ્યો બાલ ત્હારો;
યવનવન જળાવા એજ અગ્નિ સૃજાયો ! ૧૧૩
મુજ વચન તને છે, આ અરિકાલ બાલ,
યશ યુદ્ધ તણી દેવી સેવશે ઉગ્ર ભાલ,
તુજ તનય તણું,' ને સીઠડી ચૂમી લેતી,
વળી પલમહીં દેવી સ્વર્ગમાં આમ બોલી. ૧૧૪
કુખ મુજ તું દીપાવે, દેશ ને ધર્મ કેરો
કુળ દીપક ! તું હાથે મોક્ષ તો છે થવાનો; "
વદી વચન જનેતા શૌર્યની છાંટ દેતી,
નમી નમી પદ સેવે યોધતો હોંશ લાવી. ૧૧૫

દોહરો—

આજ્ઞા લઇ પછી માતની ગયો વ્હાલીની પાસ;
દિલ દેવીનું ઝળકિયું છોડન્તુજ સુવાસ. ૧૧૬

ઉપજાતિ—

" થયાં વડીલો વન દેવતાએ
તું સાથ દેવી મળતાં બધાં છે;

બોલે પછી ઉર તણા કંઇ ઉભરા તે. ૧૦૫

રોળા

આ મહાબલેશ્વર ધામ, હોંશથી રોજ જહાં,
કૃષ્ણા વારિમાં સ્નાન કરી, ભૂદેવ ઘણા
કરી પૂજન કરે કલ્યાણ દેશ ને આત્મતણું,
તે કાજ ધરૂં સમશેર યવનકુળનેજ દળું. ૧૦૬
આ દુર્ગ મહા બળવાન, નગો પણ આ જબરા,
આ સરિતા જલના ઓઘ, અને વનકુંજ મહા,
કહેતાં મુજનેય જણાય, "શિવાજી યોધ જરા
નવ ડગતો તું તલભાર, વિજય છે તુજ સખા! ૧૦૭
જા યવન કને નિઃશંક, જોઇલે યવન તણી
તે રાજધાની, હે વીર! ગઇ તમ હાથ થકી;
આવજે અહીં અમપાસ અરિને તાળી દઇ,
રક્ષી લેવાને કાજ ઊભાં અમ ઉર અહિં ૧૦૮

સોરઠો—

એમ લહી ઉર વીર ચાલ્યો વાર ઘડી ઠરી;
આવી માતા પાસ, સર્વ વૃત્તાન્ત વદી રહ્યો ૧૦૯

માલિની—

સુણી વચન મધુરાં પુત્રની પીઠ ઠોકી
ગુરુ વચન જ સાચાં જાન રાખીશ રોકી;
કુલ દીપક તું બેટા! સુણ આજે નિશામાં,
સ્વપન મહિં હું ચાલી, તું રહ્યોતો ભુજામાં. ૧૧૦
કુસુમ પુજન માટે, વીણતી હું ફરન્તી
નિરજન વનમાંહિ તું રમન્તો નજીકે;

પતિ તણાં નેન ટશી રહ્યાં છે,
તે નેનમાં જે જલનાં ભર્યાં છે. ૧૨૩
"પ્રિયે!" કહ્યું, ને જીભ ઉપડે ના,
તણાય તેતો કંઈ ભાવનામાં;
"પ્રિયે જણાઉં" પછી માંડ માંડ
વધો હજારો શૂરવીર કાળ. ૧૨૪
નેત્રે થકી છે જલધાર ચાલી,
રડી પડ્યો ઉર કરીજ ખાલી,
નિઃશ્વાસ ઉંડા ઉરને દમે છે,
જુદાઇ કારી શર ભોંકતી છે. ૧૨૫
જેણે ન જોયાં જલ બિન્દુ જાતાં,
યોધો તણાં નેત્ર થકી ખરન્તાં;
તે ના કદી દુઃખનું નામ લેશો,
ખરી પીડા એ ઉરમાંજ જોશો. ૧૨૬
હજાર ઘાવેથી વિંધાઇ જાતો,
અપાર વનના દુઃખમાં દળાતો,
રાત્રિ દિને ના ઠરી બેસતો જે,
ના નીંદ ના શાન્તિ લગીર ભાળે, ૧૨૭
તથાપિ કો દીન મુંઝાઇ જાતો,
ઉરે જરી ના પીડને ધરન્તો,
તે બાલની જેમ રડી પડે છે,
પ્રીતિ તણાં તો શર દોયલાં છે! ૧૨૮
જામી રહી જ્યાં ઉરની ખુમારી,
શીંઝી વહે જ્યાં પ્રીતિ દિલઠારી,

અહા પ્રિયે ! શું તુજ દિલ વ્હાળું !
અહા પ્રિયે ! શું તુજ બુદ્ધિ ભાળુ !   ૧૧૭
મળ્યાં મને સર્વ વડીલ દેવી,
પ્રિયા મળી તે પણ શુદ્ધ દેવી;
હવે નથી ન્યૂન લગાર મ્હારે,
પ્રભૂ તણી મ્હેર હું ઉપરે છે ! ”   ૧૧૮
કહી મધુરાં શુભ વેણ વીર
બોલાવી સામંત રણ શૂરધીર,
કરે ખુલ્લો દિલ તણો ઠરાવ,
સૂણી લિયે એ વચનો બધાય.   ૧૧૯
તાનાજી માલુસર યોધ મિત્ર,
તેની સહે માલવ તો અજિત
થયા પછી સજ્જ દિલ્હી જવાને,
ધરી સહૂ શસ્ત્ર ઉભા રહ્યા છે.   ૧૨૦

અનુષ્ટુપ–

આદેશ ચાલવાનો જ્યાં આપતો વીર મુખથી
માલવી ઉતરી ચાલ્યા દુર્ગદ્વાર ખુલ્લાં કરી. ૧૨૧

ઉપજાતિ—

ચાચી જુદાઇ શિરને નમાવી
પ્રિયા તણી, યોધ પછી શિવાજી
થઇ રહ્યો અશ્વ પરે સવાર,
પ્રિયા ઉરે ભાવ ઉઠે હજાર.   ૧૨૨
જણાવતી ના ઉર પીડ કારી,
પ્રસન્ન રે’ છે વદને બિચારી;

તેવો નૃપાળ થઇ અશ્વપરે ટટાર,
યાચી જુદાઇ કંઇ દિવ્ય લઇ પ્રસાદ,
ચાલી ગયો પલમહિં નિજ સૈનિકોને
આવી મળી સરવને હરખે ઝબોળે. ૧૩૫
ઓળંગી પહાડ સરિતા વન ગાઢ મોટાં,
વિસ્તીર્ણ દેશ રણ આદિ વળી ઘણેરાં,
ગાળી ઘણાં દિન અને અતિ ગાળી રાત્રિ,
આ આર્ય સૈન્ય પડિયું દિહલી પાસ આવી. ૧૩૬
જામેલ છે વન મહિં કંઇ દિવ્ય ભાવ,
આનન્દથી કૂજીત ઉઠતું ઠાર ઠાર;
બેઠો વસન્ત રમતો ફુલ ગુચ્છ ફેંકી,
સાથે લઇ પ્રિયતમા વનલક્ષ્મી બાળી! ૧૩૭
શીળી સુગન્ધી મધુરી જલબિન્દુ ધારી
છોડે સમીર રમતે ઊછળી ખુમારી;
કાંઈ સ્થલે સ્થલ ઠર્યું તહિં દિવ્ય એવું,
માનુષ વા અવરનું ઉર ત્યાં જડાતું ! ૧૩૮

અનુષ્ટુપ—

આલમગીરની પાસે અનુચરને પાઠવી,
મૃગયા કારણે રાજા ચાલિયો વનની મહીં. ૧૩૯

ચોપાઇ—

નવા પર્ણની કુંજો ભરી
પુષ્પ કળી અગણિત ઉભરી;
આ સ્થળ છે રૂપાળું હ્યાંય,
હરિણ વૃન્દથી હ્યાં રે'ચાવ ! ૧૪૦

વિયોગ આવી કદી ત્યાં સતાવે,
કહો તહીં કો વીર ધૈર્ય ધારે! ૧૨૯

માલિની—

નિરખી શિથિલ કાયા, ઉરની વ્યગ્રતાને,
ખર ખર ખરી જાતાં નેત્રથી બિન્દુડાંને;
કંઇ કંઇ મૃદુ ભાવો યોધને આવી આજે,
કતલ સખત કરતા જોઇ બોલી સતી છેઃ ૧૩૦
“ મમ હૃદય કુમુદાંને ખિલાવો નિરાંતે,
શીળી ધરી મૃદુ જોત્સ્ના, ચંદ્ર હે! કેમ આજે
અતિશય ક્રૂર આવા પાશમાં છો ગ્રહાતા,
નથી જરી ઉર શાન્તિ નામનું લ્હાણું લ્હાતા? ૧૩૧
સુખ થકી પતિ! જાઓ શું વદું વારવારે,
અસિ ધરી કરમાંહે દીપશો તો પછી તે;
ધરણી ધરમ આર્યો ઉગરે, જાય પાપી
યવનવન સમૂળું ઉખડી, હે પ્રભુજી! ૧૩૨
વદી વચન મધુરાં શૌર્યનું તેજ રેડી,
પતિ તણી ઉર જ્યોતિને કરી જોસવાળી;
સતી હૃદય સુંઝાયે ઉરનું હીર ડોળી
પીડ અનહદ વ્યાપે, છુપવે સર્વ બાળી. ૧૩૩

વસંતતિલકા.

વિસ્તીર્ણ આભ મહીં એકજ ટુકડો કો
છે મેઘનો ઠરી રહ્યો દિગ્મૂઢ જેવો,
પાસે શીળી લહરી ને પછી જાય દોડયો,
આભે ધસી હૃદયમાં કંઇ રંગ લેતો. ૧૩૪

તેવો નૃપાળ થઈ અશ્વપરે ટટાર,
યાચી જુદાઈ કંઈ દિવ્ય લઈ પ્રસાદ,
ચાલી ગયો પલમહિં નિજ સૈનિકોને
આવી મળી સરવને હરખે ઉમંગે. ૧૩૫
ઓળંગી પહાડ સરિતા વન ગાઢ મોટાં,
વિસ્તીર્ણ દેશ રણ આદિ વળી ઘણેરાં,
ગાળી ઘણાં દિન અને અતિ ગાળી રાત્રિ,
આ આર્ય સૈન્ય પડિયું દિલ્હી પાસ આવી. ૧૩૬
જાએલ છે વન મહિં કંઇ દિવ્ય ભાવ,
આનન્દથી કૂજીત ઉઠતું ઠાર ઠાર;
બેઠો વસન્ત, રમતો ફુલ ગુચ્છ ફેંકી,
સાથે લઇ પ્રિયતમા વનલક્ષ્મી બાળી! ૧૩૭
શીળી સુગન્ધી મધુરી જલબિન્દુ ધારી
છોડે સમીર રમતે ઊછળી ખુમારી;
કાંઈ સ્થલે સ્થલ ઠર્યું તહિં દિવ્ય એવું,
માનુષ વા અવરનું ઉર ત્યાં જડાતું ! ૧૩૮

અનુષ્ટુપ–

આલમગીરની પાસે અનુચરને પાઠવી,
મૃગયા કારણે રાજા ચાલિયો વનની મહીં. ૧૩૯

ચોપાઇ—

નવા પર્ણની કુંજો ભરી
પુષ્પ કળી અગણિત ઉભરી;
આ સ્થળ છે રૂપાળું હાંય,
હરિણ વૃન્દથી હ્યાં રે'યાવ ! ૧૪૦

એમ લહીને પળતો ત્યાંય,
નવ દેખીને બીજે જાય;
પ્રભાત લે'રી મીઠી વાય,
કુંળા ઘાસનું સ્થલ છે. જ્યાંય. ૧૪૧
વૃક્ષ ઘટા જામી છે. વળી,
ત્યાં સુખે મૃગ તો ઉભરી;
જાય તહાં ના નજરે પડે,
વળી બીજા સ્થલમાં સંચરે. ૧૪૨
એમ ઘણા સ્થલ સ્થલમાં ભમી,
ઉભો વૃક્ષ સહે છે નમી.
જમના સરતી દોડી જાય
અગણિત ઉરને દેતી જાય ૧૪૩
નિજ સુધાનું લ્હાણું ત્યાંય,
પીતાં પીતાં કો ન ધરાય !
જોતો ઉભો રાજા જ્યાંય,
મૃગ આવ્યો ત્યાં કુમળી કાય. ૧૪૪
કોમળતાનો સુખ ભંડાર,
ચાલ્યો આવે ત્યાં સુકુમાર.
ચાલી પૂછાડી મૃગીનું વૃન્દ
ગેલ કરે રેલી સ્વચ્છન્દ, ૧૪૫
પીધું વારિને સ્વસ્થ જ થયો,
વપુ ખંખેરી ઉભો રહ્યો;
હણુ આને હું ? રે ! ના હણું,
વિયોગ દુખડું પીડશે ઘણું. ૧૪૬

અરે આને તો, આની નાર
રોઇ મરે ઘેલી નિરધાર.
વળી ઘડીમાં ધારે એમ,
હું ક્ષત્રી મૃગયાને કેમ ૧૪૭
તજી આમ આ જાતો કરૂં ?
ધર્મ અમારો, એને હણું.
રામે સમાંચે માર્યો કેમ
મૃગ, જરાના લાવી રે'મ ? ૧૪૮
ત્યારે હું આને શું તજું ?
નાના એ બનશે ના કશું,
પણ હણવામાં પાપજ અતિ,
રીબાશે દીલડાં તો બળી, ૧૪૯
પતિ તણું દેખી આ મોત,
શાને હું ના આવ્યો હોત !
જીવતો પકડું તો પછી કેમ ?
છોડી મેલું ઝાલી એમ ૧૫૦
વિચાર મનમાં લાવી ઘડી,
કુદી અશ્વ પર બેઠો ચડી
ઉગામી ભાલું મૃગ પર ધસ્યો,
છલંગ મારી મૃગ પણ ખસ્યો; ૧૫૧
આગળ મૃગ ને પાછળ રાય
અશ્વ પરે કુદન્તો જાય.
થકવી થકવી ઝાલું છેક,
એવી ઉરમાં ધારી ટેક, ૧૫૨

પ્રહાર મૃગપર જરી ના કરે,
સપડાવાનું અતિ આદરે.
કુંજ મહિં પેઠો મૃગ ત્યાંય,
પછાડી રાજા ધસતો જાય, ૧૫૩
એક તજીને બીજીમાં ગયો,
રાજા એ ત્યાં પૂઠે થયો.
નદી કિનારે દોડ્યા જાય,
જલમાં રૂડી છાયા છાય; ૧૫૪
મૃદુ મૃદુ વીચિ ઉછળે,
મન્દ મન્દ લહરી ત્યાં ફરે;
તે પર રમણી છાયા સરે,
દિવ્ય ઉરમાં કંઇ કંઇ ભરે; ૧૫૫
ઢળી પડ્યો થાકીને મૃગ,
ઝરણા સામું નાખી મુખ,
ઊપર કુમળી વેલી છાય,
સુરભી પવન ઉછાળી જાય, ૧૫૬
ધમણ સમો હાફન્તો હ્યાંય,
પડ્યો મૃગ છે; રાજા ત્યાંય
આવીને તેને તો ગ્રહે,
ગરમ લોહી વપુમાં ઉછળે. ૧૫૭
છાંટી વારીને સ્વસ્થ જ કર્યો,
લહી મૃગને પછી અહિં તહિં ફર્યો;
હસ્ત થકી થાબડીઓ ઘડી,
ધૂળ ઉરાડી મેલી વળી. ૧૫૮

"જા રમ તુજ વ્હાલી શું હવે,
નહિં આ હૃદયું તુજને દમે !"
ઘડી રમાડી બોલી ત્યાંય
છોડી મેલ્યો વનની મ્હાંય. ૧૫૯

અનુષ્ટુપ-

હસ્તમાં ઉગ્ર છે ભાલો, વ્યાયામે મુખ લાલ છે,
પાટડી સૈન્ય જોતું જ્યાં આવિયો વીર આશ્રમે. ૧૬૦



પ્રહાર મૃગપર જરી ના કરે,
સપડાવાનું અતિ આદરે.
કુંજ મહિં પેઠો મૃગ ત્યાંય,
પછાડી રાજા ધસતો જાય, ૧૫૩
એક તજીને બીજીમાં ગયો,
રાજા એ ત્યાં પૂઠે થયો.
નદી કિનારે દોડયા જાય,
જલમાં રૂડી છાયા છાય; ૧૫૪
મૃદુ મૃદુ વીચિ ઉછળે,
મન્દ મન્દ લહરી ત્યાં ફરે;
તે પર રમણી છાયા સરે,
દિવ્ય ઉરમાં કંઇ કંઇ ભરે; ૧૫૫
ઢળી પડયો થાકીને મૃગ,
ઝરણા સામું નાખી મુખ,
ઊપર કુમળી વેલી છાય,
સુરભી પવન ઉછાળી જાય, ૧૫૬
ધમણ સમો હાફન્તો હયાંય,
પડયો મૃગ છે; રાજા ત્યાંય
આવીને તેને તો ગ્રહે,
ગરમ લોહી વપુમાં ઉછળે. ૧૫૭
છાંટી વારીને સ્વસ્થ જ કર્યો,
લહી મૃગને પછી અહિં તહિં ફર્યો;
હસ્ત થકી થાબડીઓ ઘડી,
ધૂળ ઉરાડી મેલી વળી. ૧૫૮

"જા રમ તુજ વ્હાલી શું હવે,
નહિં આ હૃદયું તુજને દમે !"
ઘડી રમાડી ખોલી ત્યાંય
છોડી મેલ્યો વનની મ્હાંય. ૧૫૯

અનુષ્ટુપ-

હસ્તમાં ઉગ્ર છે ભાલો, વ્યાયામે મુખ લાલ છે,
વાટડી સૈન્ય જોતું જ્યાં આવિયો વીર આશ્રમે. ૧૬૦



# સર્ગ ૩.

## યોધ મિલન, સંવાદ, કુતુબમિનારાપર, જે-
## બુન્નિસાને રાત્રિમાં સ્વપ્ન, પ્રભાત,
## એક ગાન.

---

વસંતતિલકા

વિશાળ આભ પડિયું બહુ વિસ્તરી છે,
તે મધ્ય ભાનુ ઉર અગ્નિ રહ્યું ઉછાળે;
વાયે છ વાયુ પણ કાંઇ ઉરે જવલન્તો,
ગંડુ સમો અહિં તહિં સ્થલને ભરન્તો. ૧
અગ્નિ પ્રચંડ ઉછળે વળી ભૂ ઉરેથી,
બાળી દિયે યવનકુળ શું તે હવેથી?
નિર્જીવ વ્યક્તિ સહુ છે પડી ચેતહીણી,
કારી કટાર ઉરમાં રહી શું ડસન્તી! ૨
છે ત્રાહિ ત્રાહિ સહુ ઠાર ઉઠી રહેતું,
કો ક્રૂર રાક્ષસ મુખે જયમ છે ગળાતું;
ઝુકી અહિં વટતણું તરુ એક મોટું,
વિશાળ શાખ તણી છાય રહ્યું ધરન્તું. ૩
રક્ષી લિયે અગનિના ભભુકા અહિંથી,
જે આર્યયોધ વસિયો ધરી ટેક મોટી;
બેઠો શિવાજી મનમાં કરતો વિચાર,

ને જેમ જેમ ચિંતવે, બળતો અપાર. ૪
“ રે દેવભૂમિ ! તુજ સ્થિતિ થઇજ આશું !
આશું ! અરે યવન આમ તને દમે શું !
શું શું નથી”,…અનુચરે કહ્યું ત્યાંય આવી,
‘મહારાજ ! રામસિંહ બ્હાર ઉભાછ આંહીં.’ ૫
સુણતું જહિં વચન ને થઇ સ્વસ્થ યોધ
આવી મળ્યો હરષ લાવી ઉરે અમોઘ;
હૈયે મિલાવી હૃદયું પછી સ્નેહથી ત્યાં,
બન્ને વીરો નયનથી કંઇ અશ્રુ ઢાળ્યાં. ૬
આવી શું સ્નેહ ભર ઉરની ભક્તિ લાવી,
ભેટયો વિભીષણ રઘુસુતને શું આવી !
આનન્દના વમળમાં જયમ તે ડુબન્તા,
કો ગાઢ સુખ માંહીં આ વીર છે ગળન્તા. ૭
સાહી સહસ્ત પછી અમ્બરબાલ કેરો
મહારાષ્ટ્ર વીર લઇ આસનમાં છ બેઠો;
“ છે તાતના શરીરને ઠીક, હે નૃપાળ!
છે યુદ્ધમાં વડીલનો જય કેમ આજ? ૮
એ રાજવી અમર ટેક મહિં અડંગા,
કોદી કરે નવ હીણો નિજ ભાવ તેમાં.
હા તાત! એ યવનના પણ ભક્ત હોઇ.
કેવું કરે વિજયનું સહુ કાર્ય આંહીં ! ૯
શું કોદી આપ નહિં તો શરણે અરિને !
રે ના કદી, નવ બને વિન તાતથી એ.”
બોલ્યો સહર્ષ જહિં અમ્બરબાલ આવું,

કોઈ અકથ્ય સુખમાં ઉર છે ભિંજાતું. ૧૦
" છે તાત તો વિજયનો અવતાર આજ,
રે હોય કેમ વિજયી નવ સિંહરાજ ?
ભક્તિ અગાધ દિલ્હીનાથ તણી ઉરે છે,
જે આર્યને ઉચિત તે સહુ આચરે છે. ૧૧
એણે સ્વીકારી દિલ્હીનાથ તણી જ સેવા,
ને ફર્જમાં નવ ડગે રજપૂત એવા;
સેવા કરે યવનની ઉર ભક્તિ લાવી,
સેવા ઉરે નવ ધરે પણ ભ્રાત કેરી. ૧૨
છે ટેકી તાત, લીધી વાત કદી ન મૂકે,
વિશ્વાસઘાતી અરિ એ નિજ સ્વાર્થ સાધે;
હું તાતના વચનનો વિશવાસ રાખી,
આવ્યો અહિં યવનને મળવા તહિંથી. ૧૩
જાણું નકી ફસવશે મુજને અરિ તે,
વિશ્વાસઘાતી અરિનો વિશવાસ ન્હોયે;
મેં તો અહીં યવનમાં ઝપલાવિયું છે,
જોઉં હવે યવન શો નિજ પાશ નાખે! ૧૪
આરે ઉરે અતિ પ્રચંડ હતા ઉકાળા,
તાતે બધી શમવી છે મુજ તીવ્ર જ્વાળા;
તોયે હજુ મુજ ઉરે દૃઢ એ વસ્યું છે,
કે શાઠ્ય તો શઠ સહે કરવું ઘટે છે. ૧૫
શી ભક્તિ શ્રેષ્ટ? જુલમી વિશવાસઘાતી
રાજા તણી, અગર દેશ તણી અમૂલી?
આતો અતિ પજવતું મુજને રહ્યું છે,

તેં જેમ જેમ ચિતવું ચિતડું ઉછાળે. ૧૬
જોયું છ સેં, રજપૂતો લડીને જ થાકયા,
તોયે કદી વિજય દર્શનને ન પામ્યા;
કાં કે અરિવચનનો વિશવાસ રાખે.
એ દુષ્ટ તો ઘડીકમાં નિજ સ્વાર્થ તાકે. ૧૭
જાણું, ન ઠીક રજપુત ધરે છ શસ્ત્ર
તે ઉપરે, ધરમ કાજ લડે છ જેહ;
રાજા તણી કરવી સેવ શું એજ ભક્તિ,
છો માતૃ ભૂમિ પછી નષ્ટ દળાઇ થાતી? ૧૮
હું તો ગણું સરવ સત્યનું સત્ય એજ,
કોઇ પ્રકાર કરી રક્ષવી માતને જ;
એને જ કાજ કરવું અતિ ઘોર કાજ,
એમાં ન પાપ કદી, સત્યનું તેજ, રાજા ૧૯
એમાં નથી લગીર કુળ કલંક લેતું,
એમાં ન આર્યપણું દૂષિત કાંઇ થાતું;
જ્યારે અરિ બહુ કરે વિશવાસઘાત,
ના મારવી કયમ ઘટે પછી તેવી લાત? ૨૦

અનુષ્ટુપ—

માહરા ઉરમાં, ભાઇ! અનિમિષ રમ્યા કરેઃ
કેમ આ દેશ ઉદ્ધારૂં આર્ય ધર્મ કયમે તરે? ૨૧

ઉદ્ગાર-

ઉરથી ઉભરીને જેમ
દક્ષિણ યોધ બોલ્યો તેમ,
ઉરમાં લાહ્ય વસમી લાગી,

અમ્બર સુતને રહી દાગી. ૨૨

" દક્ષિણના અરે ઓ રાજ!
વદવું યોગ્ય ના એ આજ;
રજપૂતો તજે શું સત્ય?
નવ કરશે કદી અકૃત્ય ૨૩
જેથી કુળને ય કલંક
ચોટે, ને વચનનો ભંગ
કરી રજપૂત જીવે ક્યાંય,
શું એ જીવવાથી થાય! ૨૪
શુભ છે એથી મૃત્યુ આજ,
નિષ્કલંક મરવું, રાજ!
મોતે એક મરવું એજ,
પણ કુળનો સદા યશ લેજ! ૨૫
જ્યારે જાય રજપૂત સત્ય,
ત્યારે થાય અવળાં કૃત્ય;
શું પછી થાય, ઓ મહારાજ!
શી છે દેશને પછી લાજ! ૨૬
જીવતે મુઆ સમ છે દેશ,
જેમાં સત્ય ના છે લેશ;
સત્યે ચાલતો સંસાર,
સત્યે ભૂ ઉપાડે ભાર. ૨૭
સત્યે સૂર્ય ચન્દ્ર ભમેછ,
સત્યે મેઘ અમૃત દેછ,
સત્યે જીવનવાયુ વાય,

સત્યે આભ ધરતુ છાય. ૨૮
રજપૂતો તજે જો સત્ય,
ઉલ્કાપાત થાયે નિત્ય;
જાતાં સત્ય હાંથી એક,
આ બ્રહ્માંડ તુટશે છેક. ૨૯
સત્યજ જીવન જગ પ્રમાણ,
એ વિન જીવનને છે હાણ;
એ વિન ઉદધિ તજી મર્યાદ,
રેલી કરે ઉલ્કાપાત. ૩૦
છળ વિશ્વાસઘાતી વેણ
વદી જીતો, ન એ સુખદેણ;
થાશે જય, ઉગરશે સર્વ,
ધરશે આર્યલોહી ગર્વ. ૩૧
પણ જે માર્ગ સાહી આપ,
કરવા નિકળ્યા છો આજ
આ માતા તણો ઉદ્ધાર,
તેને તે પીડે જ અપાર. ૩૨
અજ્ઞાનીજ તેનાં બાલ.
રોશે આર્ય મહિલા કાલ;
વઢીને મરેઠા સર્વ,
ધરશે વિજયનો તો ગર્વ. ૩૩
તે દારૂ અગનને પામી.
ઝળકે તેમ જાશે ચાલી;
પણ રજપૂત સત્યજ બોલી,

નિત નિત ખીલશે એ વેલી: ૩૪
નાતે નષ્ટ થાશે કોદી,
પલટાશે કદી આ ભૂમિ!
હું તો એ ગણું છું આજ:
ધન્યજ ધન્ય રજપૂત રાજ! ૩૫

અનુષ્ટુપ–

સત્ય ને ફર્જ વિશ્વાસે વિરલા રજપૂત છે;
સત્યના નાશની સાથે, દેશ ધર્મ જવલી મરે" ૩૬

ઉદ્ધાર—

"અમ્બર બાલ હે કુળવાન!
તમને એક દિસે ભાન,
અંધા ફર્જમાં છો સર્વ,
વળી સત્યે ધરો છો ગર્વ. ૩૭
પણ શું સત્ય, એ નથી ભાન,
થાયે દેશ આ વેરાન,
તોયે સત્ય સત્યજ કૂટી
મરતા, અરિ જાય છે લૂંટી
સર્વે દેશની મર્યાદ, સર્વે દેશ લક્ષ્મી લાજ;
સર્વે દેશનીય ખુમારી કરતો છે અરિ ધુળધાણી. ૩૯
ધર્મ ડુબી જતો, ઇસ્લામ પ્રવર્તી રહે છે આમ;
ગૌબ્રાહ્મણ અને કુલ નારી, રીબાયે અહિં સહૂ ભારી ૪૦
ધર્મક્ષેત્રમાંય મસીદ, હિંદુ દેવ ત્યાં છે પીર;
તોયે સત્યના તમ જય, શું એ સત્યથી કહો થાય! ૪૧
દીધી યવનને કન્યાય, શું એ શાસ્ત્ર સત્ય મનાય?

મુજને ઉર આ શંકાય, શું આ સત્યથી સહુ થાય? ૪૨
ભારતમાં જુઓ, હો બાલ! કૌરવના થયા શા હાલ?
કૃષ્ણે કર્યું શું ના સત્ય? છો નહિ સત્ય, મ્હારે સત્ય. ૪૩
જેમાં સ્વાર્થ ના લવલેશ, જેમાં પાપ પણ ના લેશ,
તેજ અસત્ય, સત્ય મનાય: તે વિન દુષ્ટ ના જીતાય. ૪૪
વાળીને હણે શ્રી રામ, ભમ સત્યે ન એ શુભ કામ?
અર્જુને કરણપર બાણ છોડયું, એ અસત્ય લખાણ? ૪૫
કેવી આ તમારી ટેક! કેવું સત્ય! શો વિવેક!
કળ મુજને પડે નજરાય, હિંદુ આ બહુ રીબાય." ૪૬

અનુષ્ટુપ્—

ઉરમા વીરના ભારી, આવેશે પૂર ઉઠતું;
લોહના ભડકા નેત્રે ચાલે છેજ અનન્ત શું! ૪૭

માલિની—

"તવ વચનજ સાચાં, આર્ય મહારાષ્ટ્ર વીર!
પણ રજપૂત સત્યે આ ટકે દેશ ધીર;
લડી લડી સહુ થાકયા, છે સ્વીકારીજ સેવા,
પછી કદી નવ છાજે ઘાત વિશ્વાસનો ત્યાં. ૪૮
શરણ થઇ અમે છે લૂણ એનુંજ ખાધું,
શરણ થઇ અમે છે સેવનાકાર્ય લીધું;
પછી લડવું ઘટે છે સત્યને કાજ, રાજ!
નવ કરવું ઘટે છે કૃત્ય અકૃત્ય આજ. ૪૯
કુરુ તણી જ સ્વીકારી સેવના ભીષ્મ વીરે,
મરણ તક સુધી એ ના ડગ્યા છે લગીરે;
વળી ગુરુ પણ જુઓ દ્રોણ જે ન્યાય વેત્તા,

લૂણ હક કરવાને શિષ્ય આસેજ ઉભા. ૫૦
ભગિની સુત હતા એ જાણતો શલ્ય રાય,
પણ વચનજ અર્થે કુરુ સાથેજ થાય;
લડી લડી જ, શિવાજી! દેહનો ત્યાગ કીધો,
પણ કદી નવ ચૂકયો સત્યનો માર્ગ સીધો. ૫૧
ઘણું સરવ વીરો એ જાણતા, કુરુ કૂડા,
ઘણું ઘણું સહુ જોતા, કે કુરુ કર્મ બુરાં;
પણ કયમ કરી ચૂકે સત્યનો પંથ સાહી,
મરણ શિર ફરે છે, જાણતા સર્વ ત્યાંહી. ૫૨
રઘુસુત વળી કૃષ્ણ દેવના દેવ, રાજ!
નવ કદી મતિ મ્હોચે નિર્ખવા દેવ કાજ;
કયમ કરી પછી તેનાં કૃત્યનું માપ હોય?
શુભ સરવ કરે એ, ઉર શંકા ન થાય. ૫૩
અમ રજપૂત ઉરે આટલું તો વસ્યું છે,
યવનવન સમૂળું છેક હોમાઇ જાશે;
અધરમ યવનોએ આદર્યો છે અગાધ,
નીતિ પથ! વરજીને જાય એ આગ મુખ. ૫૪
અમ કુળ પણ તે શું છેક હોમાઇ જાશે,
પણ કિરતી અમારા સત્યની સર્વ ગાશે;
સુવરણ પણ તાપે છેક જાયે તવાઇ,
પણ અગન બુઝાતાં સ્વચ્છતા છેક પામી, ૫૫
કીમત અતિ અમૂલી પામતું છે હમેશાં;
યવનકુળ ધુણીમાં સત્ય આંચે ચડેલા.
રજપૂત સુત સર્વે છેક વિરાજી રેશે'

અચળ કીમત પામી સ્વર્ગનો વાસ લેશે. ૫૬
કુળ દીપક! હજુ છે કીર્તિરાશિ તમારો,
ધરમ ભૂમિ અને આ આર્ય રક્ષનારો;
શરણુ થઇ તમે જો સેવના છે સ્વીકારી
યવન તણી, અને જો બુદ્ધિ પાપીજ ધારી, ૫૭
કદી પછી કરી રેશો ઘાત વિશ્વાસ કેરો,
તમ સુખ પછી જોવા જીવશું ના અમે તો;
તમ મહિં હજુ ધારી છે ખુમારી અમૂલી,
પણ કદી કરતા ના એ કલંકી, શિવાજી! ૫૮
વચન સરવ સાચાં, તાત વિશ્વાસ સાચો,
યવન કદી ફસાવે રક્ષશું ત્યાં અમે તો;
રજપૂતસુત સર્વે સત્યના બેલી સાચા,
પિતુ વચન હણાતાં હોમશે સર્વ કાયા. ૫૯

### સોરઠો.

આપી જો વિશ્વાસ તોડે આલમગીર તો,
કરવાને તમ કાજ આ માથું તૈયાર છે. ૬૦

### અનુષ્ટુપ—

કાલ તો આપને રાજા દરબારે નિમન્ત્રશે,
થયો સમય સન્ધ્યાનો ચાલિયે ફરવા હવે. ૬૧

### માલિની—

જયસિંહ સુત રામ, માલવી યોદ્ધ તાનો,
ઘણી વિકટ પળે જે રાયની પાસ ઉભો,
જળહળી નભસન્ધ્યા રમ્ય ભાવો ધરન્તી,
ઉપડી તહિંથી ચાલ્યા નિર્ખવા દેવ ભૂમિ. ૬૨

જળહળ નક્ષત્ર-દેખા ખેલતી ખીલતી છે,
રૂપ અગણિત ધારી ઠામ ઠામે સરે છે;
નભવરણુ સુવર્ણી છાંટમાં ભેળવાઇ
દિશ સરવ દીપાવે દિવ્ય ખુમારી લાઇ. ૬૩
અહિં તહિં મૃદુ ચાલે આભમાં દોડી રે'તી,
અનુકૂળ કંઇ જોગે વાદળી રંગ લેતી;
અહિં ઘડીક રૂપેરી, તો ઘડી રંગ રાતો,
કનકરજ સમો છે રંગ ત્યાંતો છવાતો. ૬૪
ઘડી ઘડી અહિં રેખા રંગ બેરંગી છાતી,
ઘડી મનહર છાયા રંગ નારંગી થાતી;
ઉર તહિં જ જડાઇ જાય કો ચિત્રકારી,
નભપટ બદલાયે જોઇ આનન્દ ભારી. ૬૫

ભુજંગી—

ચળે ચોંધ જોતા નસે રેલ દોડી,
હૃદું આજ કાસારમાં જાય દોડી;
નહીં કોઇ ઠામે [illegible] હોંશ જામે,
પરંતુ અતિ ઉરને તે સતાવે. ૬૬
ભમન્તા તહિં એક મિનાર આવ્યો,
નમે ભોંકલો ઉચ્ચ છે શીશ જેનો:
" મહારાજ ! આ ઉચ્ચ છે જે મિનારો,
જણાવી રહ્યો તુર્કનો દિન ઉગ્યો !
અહિં હિન્દનો ચૌહાણ જે પૃથ્વીરાજ,
લડ્યો, યુદ્ધ હાર્યો, ગયાં દેશકાજ;
ભણાવ્યો ખરો આ અહિં તુર્કશાહે,

મિનારો સદા રાખવા સ્મર્ણને એ; ૬૮
અહિં આર્યની હાર, ને જીત તુર્કી,
અહીં આર્યના રક્તની રેલ છૂટી;
અહિં હામ તો આર્ય ને તુર્ક કેરો,
જણાવે મિનારો નસે ખેલનારો. ” ૬૯
સુણ્યું વેણ ને ઉરમાં લઈ ઉઠે,
“ અરે હાય ! આ હું ઉરે શું વછૂટે;
અહિં આર્યનું રત્ન જે પૃથ્વીરાજ,
ગયો હારી, તે સાથ તો હિન્દ લાજ, ૭૦
ખુમારી, અસિ, ટેક, હિન્દુ સતીની
પવિત્રાઈ, ગોબ્રાહ્મણોની પ્રતીતિ,
ગયાં હાય ત્યાગી રણે પાત થાતાં,
અડંગા અરે આર્યનું નાક જતાં ! ૭૧
અહા આર્ય ! એ શું મતિ એમ સૂઝી,
જીતી ક્ષેત્રમાં પાપીને માફી દીધી;
અરે મ્લેચ્છ એ છેક વિશ્વાસઘાતી,
ન એ સત્ય કે ટેક રાખે કદાપિ ! ૭૨
નહીં સત્ય વ્યાપાર તે સાથ છાજે,
હણન્તા ન તેને જરી પાપ લાગે;
ઉરે દાઝતો ચોખ દક્ષિણ બોલે,
ચડયું ઉરનું તન્ત્ર તો છે હિંચોળે. ૭૩
થયાં રોમ ઉભાં, ગઈ આંખ ફાટી,
જુએ, હાય ઉઠે ઉરેથીજ કારી !
“ ચડો ઉપરે, રાજવી હે શિવાજી !

જુઓ માતૃ ભૂમિ દિલ્હીની સમૃદ્ધિ!" ૭૪
બન્ની એમ અમ્બર તણો બાલ, ત્યાંય,
ચડે ઉપરે યોધ પૂઠે જ જાય;
અહા શા વિચારે ચડે આર્ય વીર,
ઉરે ઉછળે ભાવ શા વાધી પીડ! ૭૫

સોરઠો—

ચડ્યા સુભટ ત્રણ ત્યાંય, છેક ટોચ આવી જહિં;
ઉભા જોતા જેહ અનહદ દૃષ્ટિમાં તરે. ૭૬

શાર્દૂલ—

ઊંચા આ બુરજે પછી ચડી અહા, શાશા વિચારે તહિં
ઉભો દક્ષિણયોધ, ઉર ઉભરે, ભાવો સમાતા નથી;
જુએ છે નયને તહિં તરી રહ્યાં બાગો, ખગો, ટેકરા,
ફુવ્વારા, વળી કુંજ, વેલી, તરુ ને ક્ષેત્રો ઘણાં જે પડ્યાં.
સર્પાકાર થઇ અહિં તહિં સરે જમના, તરુશાખને
ઓળંગતી હિલવી રસીક હૃદયું. આનન્દમાં મગ્ન છે;
કો ઠામે વળી છોડી ગોળી ચન્દ્રો શિકારમાં મસ્ત છે,
ઉડે છે ગણ પક્ષીના પલકમાં કો ઠામ ત્રાસે ઘણે. ૭૮
મેદાનો અતિ દીર્ઘ છે પણ પડ્યાં, ના ઝાડનું નામ ત્યાં,
ઉડે છે ધુળના ઢગો આહં તહિં દિશા ઘડી ઘેરતા;
સન્ધ્યાનું નમણું સ્વરૂપ ઢળિયું તેમાં કંઇ ખીલતું,
ઠામે ઠામ નવીન છે ભભકનું લાગું રૂપાળું થતું ૭૯
બિછાવી રૂડલો નવીન ગલિચો દિલ્હી ઢળી છે તહાં,
જેના ઉર મહિં અસંખ્ય રમતાં કાર્યો મનુષ્યો તણાં;
છે રૂડલી સડકો અહિં તહિં જતી, તેની સહે વૃક્ષની

ચાલે હાર સરન્તી, અશ્વ ધસતા, સ્વારો સહે તો તહિં.
આંહી છે રૂડલી અટારી, અહિં તો બીજા મિનારા ઘણા, ૮૦
આંહીં રમ્ય અગાશી, તો અહિં વળી દેવાલયો તૂટલાં;
સુલ્લાંબાંગ મસીદમાં ઉભરતી ઉઠે, વળી તે સહે
આવે છે તહિં ઘંટ શંખસ્વર જે ધીમા જ ધીમા વહે. ૮૧
જોઈ રમ્ય અને મનોહર છબી ધીમે ચિરાતી જતી,
જોઇ આર્ય ખુમારી સાવ સઘળે ઊંધી વળી ડૂબતી,
સન્ધાનો રૂડલો જમાવ પણ છે ફિક્કો તહિં તો થતો,
કો બાલા ઉર લાહ્ય તોય ધરતી સુભ્રૂપણો તે સમો. ૮૨

અનુષ્ટુપ—

વિચાર પૂરે રાય તણાય છે મહારાષ્ટ્રનો,
પ્રસારી કરને ત્યાંય બોલે અમ્બર બાલ છે. ૮૩

રોળા

આ પણે પેલું દેખાય જુઓ મેદાન પડયું,
તે કુરુક્ષેત્ર છે, રાય! યુદ્ધ જ્યાં ભારતનું;
ત્યાં ભીષ્મ કર્ણ ને દ્રોણ, શલ્ય, અર્જુન અને
ભડ ભીમ, વીર અગણિત ભમ્યા છે યોધ પણે. ૮૪
બોલે જ્યાં અમ્બરબાલ, ચોધને ઉર તહાં,
કંઇ ઉછળી ઉઠયો ભાવ, સ્મૃતિ જાગી પળમાં;
"હા આર્યકુળ અવતંસ યોધ જ્યાં ભારતના
કરે પવિત્ર ભૂમિ, અહા મુસલ્લા આજ તહાં! ૮૫
જ્યાં મિત્ર તણા સારથી થઇ ભગવાન ભમ્યા,
ત્યાં પાપ પાપ વરતાય અરેરે આજ હવાં!
ફરી પવિત્ર જેને અહાં સ્વર્ગથી આવી ઘડી,

નિરખન્તા હરતા દેવ રોજ વિમાન ચઢી. ૮૬
જ્યાં બ્રાહ્મણ સન્ધ્યા કર્મ મહિં મશગુલ થતા,
જ્યાં ગોનાં ટોળાં રોજ અલંકૃત થઇ ભમતાં;
તે ગયું તજીને હાય! વિપ્રગોરક્ત થકી
છાંટણાં થતાં ઠારઠાર અહીં આ દિલ્હી મહીં. ૮૭
ગૌરવ તજી ગયું તે ક્યાંય? અહીં શું ભાઇ પણે
અહિં તહિં ઠગ સમ કંઇ પડ્યું ઉદરે માત તણે,
થરથરતું દિસે તેહુ નયનને ડંખ દઇ,
રે ભાઇ! ભાઇ! એ શુંછ સમજ નાએ પડતી. ૮૮
રોમાંચ થતાં ભડવીર ઓષ્ઠને પીસી દઇ,
વદિયો ઉર બળનો અતિ દીર્ઘ નિઃશ્વસ મુકી;
"એ ભાઇ! હસ્તિનાપુર, આર્યનું ગૌરવ જ્યાં,
નિત નિત જળહળતું હતું, પાંડવો રાજી રહ્યા; ૮૯
રે છેક નષ્ટ તે થયું, નિશાની ના જ મળે,
એ ખુમારી ભારત તણી ગઇ ભૂંસાઇ અરે!
પણ ઢગલા પડિયા તેજ આજ લાખો વર્ષે,
આ ઇન્દ્રપ્રસ્થનું પાનું આંખની પાસ ધરે. ૯૦
ત્યાં ઉછળીને કંઇ પૂર ચોધને ઉર ઠર્યું,
શું અહિં હસ્તિનાપુર, ઇન્દ્રપ્રસ્થે શું હતું,
શું અહિં ધર્મઅવતાર યુધિષ્ઠિર ભાઇ સહે
ભરી રહ્યા હતા દરબાર જગત વિખ્યાત અરે! ૯૧
ક્યાં મહિલા આર્યો તણી દ્રૌપદી, કુન્તી સતી,
ગાન્ધારી આદિ સર્વ ભક્તિમાં લીન થતી;
અહિં રહી મહર્ષિ વ્યાસ વેદની ધૂન મહિં.

ખોળન્તા સૌનાં ઉર; અરે શું આજ અહીં ! ૯૨
એ ગયું અરે છે ક્યાંય હાયરે આજ તજી !
આ ઉલ્કાપાત જણાય મને સર્વત્ર નકી !
નકી જશે આયનું નામ હજુ જે કાંઇ રહ્યું,
જો ચેતી તેના પુત્ર કરે ના કાંઇ ભલું" ૯૩

અનુષ્ટુપ—

સવિતા અસ્ત થાયે છે; વાદલડી નવરંગથી
સજી સન્ધ્યા સહે ખેલે, દૃષ્ટિ ત્યાં નૃપની ઠરી. ૯૪

રોળા—

ત્યાં પડયું દૃષ્ટિની માંય સરિતા કંઠ પરે
સુંદર રમણીનું વૃન્દ, કેલિ જે કરતું ફરે,
છે હર્મ્ય સરિતા કંઠ પરે તહિં ઝુકન્તો,
ને સરિતા ઉરમાં મીઠી શાન્તિથી સરીજ જતો. ૯૫
બહુ છટાથી વાયુ વાય કદલીને હીલવતો,
વળી રમતી જે સન્તાય રમણી પૂઠે પળતો;
એ પવન અતિ મસ્તાન મસ્તીમાં ડોલી રહી,
નાજુકડી કુંજમાં જાય લ્હેરથી રંગ દઇ. ૯૬
ઘડી લાલ, ગુલાબી, વળી પિરોજી રંગ ઘડી,
નારંગી, શ્વેત તો ઘડી, સુનેરી ભભક ઠરી,
લીલો, પીળો, આસમાની રંગના રાશી સમો
ત્યાં રેલન્તો છે રહ્યો ઉર જમાવ ભલો ! ૯૭
"આ જુઓ પણે શું જરીક દિવ્ય રસ લાઇ રહ્યું !
આ મરુ ભૂમિમાં શીતલ વાટિકા સમશું ઠર્યું,!
ત્યાં ઠરે જરી આ ઉર, નયનને શાન્તિ વળે,

આ તિમિરસમાઆ મહિં વિજળીસમ શું ઉછળે! ૯૮
મ્હારાજ ! સત્ય છે એજ, એક આ દિહલ્લી મહિં
કંઇ ઠારી રહ્યું છે ઉર હજુ પણ આંહિ ઠરી;
આર્યા સંયુક્તા ભુવન હતું તે ઠાર પણે,
જ્યાં પૃથ્વીરાજ ઉર તણી ખુમારી રેલી રહે. ૯૯
હજુ પણ ત્યાં દુહિતા યવન તણી આનન્દ ભરી
રહી ભરતી નિજ ઉર થકી સ્થલે સ્થલને રમણી;
ત્યાં વિણા સારંગી સૂર મધુર ઝંકાર કરી,
છે ભરતા કુમળાં ઉર કુંજમાં રેલી રહી ! ૧૦૦
ત્યાં રમેછ ભર ઉલ્લાસ સરસ્વતી દેવી સમી
કંઇ રમ્ય મનોહર તાન દઇ પળતી છબિલી
આ યવનરાજની પુત્રી જેબુન નિજ કાવ્ય થકી
છે સ્થલ સ્થલને કંઇ દિવ્યરસે બોળન્તી જતી." ૧૦૧
આ વદિયો અમ્બરલાલ સુણીને યોધ ઉરે
કંઇ ઠરિયો ઉજવલ ભાવ, નયન ત્યાં ઢાળી રહે;
સન્ધ્યા પણ છે થઇ અસ્ત જતી નભમાં ગળતી,
ઝાંખુ ઝાંખુ કંઇ તેજ રહે છે છાઇ તહિં. ૧૦૨

અનુષ્ટુપ—

" અસ્ત આ સૂર્ય છે થાતો, ચન્દ્રોદય પણે થતો;
વળી કો કાલ તો રાજા ! અન્ધકાર કરી જતો ૧૦૩
વસ્તુ માત્ર તણી આમ સ્થિતિ તો પલટી જતી;
સત્યનો જય છે અન્તે સત્ર સૂચવતું અહીં." ૧૦૪

ચોપાઇ—

આમ બોલતો અમ્બરલાલ,

દક્ષિણ નૃપના કરને સ્હાય;
"ચાલો આશ્રમ પર તો હવે,"
ઉતરવાનું પછી આદરે. ૧૦૫

ચન્દા નભ ચડતી છે જતી,
નિજ સુધામાં જગ બોળતી;
નૃપવર બન્ને અશ્વે ચડી,
જાય ગોષ્ઠીમાં બહુ ઉભરી. ૧૦૬

વંશસ્થ—

નિશા સુરમ્યા ભભકી વસન્તની,
અનન્ત પ્રેમી હૃદને વિમોહતી;
પૂર્ણેન્દુ ચારુ ઉદયાચળે ચડે,
અમૃત રશ્મિ જગ ઉરને ભરે. ૧૦૭
સુપુષ્પની મન્દ સુગન્ધ છાયછે,
ધીમી છટામાં વળી વાયુ વાયછે;
કુહૂ કુહૂ દૂર અદૂર ઉભરે,
હળુ હળુ એક બીજા સહે ભળે. ૧૦૮
સ્થલે સ્થલે હર્ષ-પ્રવાહ વિલટ્યા,
પળે પળે રૂપ અસંખ્ય ધારતા;
ખળેળી જતી ગભીરી જ કો સ્થલે,
અમોઘ હોંશે યમુના સરન્તી છે. ૧૦૯
રમે રૂપાળી શશીની કળા તહિં,
તે ઉરમાં જ્યાં ઉરછાપ છે ઢળી;
ગળી પડે અમૃતઉર ચંદ્રનું.
ભિંજાઇ જાતું ઉર ચન્દ્રકાન્તનું. ૧૧૦

ઊંચી ગ્રીવા ને મુખને વિકાસતું,
ચોટાડી રે'તું ઉર તે નભે ઘણું;
બની જઇ લીન જ ચન્દ્ર રાજમાં
રહ્યું ચકોરૂં ઉર હારી પાનમાં. ૧૧૧
વધે કળા તેમ નિશા કળા ધરે,
વધે નિશા તેમજ શાન્તિ પાથરે;
હરી હજારો હૃદ શાન્તિમાં ઢળ્યાં,
વિરહાકુળાં એ શશીમાં જઇ ભળ્યાં. ૧૧૨
સંભારતાં ઉર શશી વિલોકીને,
પ્રજાળી જાતો ઉર ભાવ કૈકને;
હતાં પડેલાં ઉર દૂર કૈકનાં,
જઇ કહેતાં ઉર ભાવ બાપડાં. ૧૧૩
દિયે શશી અમૃત છાંટ સર્વને,
હૃદે ધરે પ્રેમી હજાર ભાવને;
"હશે પ્રિયા તો તુજ રશ્મિ ઝીલતી,
સુચન્દ્ર વ્હાલા! તુજમાં ભળી રહી." ૧૧૪
"હજાર મારા ઉભરા ઉછાળતો,
હશે હશે એ રસિયો અતીવ તો;
મુંઝાઇ જાતો મુજના વિયોગથી,
હે ચંદ્ર વ્હાલા! ઉરને તું શાન્તિથી ૧૧૫
દઇ સમાચાર હું રાંક જીવના
તું ઠારજે, પ્રાર્થન આટલું ભલા!"
હજાર એવા નમનો કરન્તી જ્યાં,
અપાર બાલા પ્રિયને સ્તવન્તી ત્યાં, ૧૧૬

સુવાટિકા એક નદી તટે અહીં,
સુવૃક્ષની રમ્ય ઘટા લચી જહીં;
ધરી ઉરે રમ્ય સુહર્મ્ય મ્હાલતી,
નદી પ્રવાહે ઉરને ઝબોળતી. ૧૧૭
પડે શશીનું નમણું જ બિમ્બ જ્યાં,
ચડે નદીના ઉરમાં વિચી ઘણા;
રમે તહીં શ્વેતજ હર્મ્ય રંગથી,
સુબિમ્બ સાથે નદી ઉરમાં ભળી. ૧૧૮
અગાશીમાં ત્યાં સખિ સાથ સુન્દરી
દિલ્હી પતિની રહી આત્મજા રમી;
રમે હુલાસે રીઝવી વસન્તને,
મધુર સૂરે નભને ભરી દિયે. ૧૧૯
નિશા પ્રસારી શશી મોહની સરે,
સરે સરે, ને કંઇ દિવ્ય પાથરે;
ઉરો તણી તો સ્થિતિ થાય દોયલી,
ન ભાન રે'તું લવલેશ તે ઘડી. ૧૨૦
નિશા સહે નીંદ તણા જ ઉરમાં
ભરાઇ જાયે સખીએ પછી તહાં;
ઉઠી ઉઠી સેજ મહીં ભરાય છે,
વસન્તપૂરે હૃદયું તણાય છે. ૧૨૧
રહી કિશોરી દિલ્હીનાથ આત્મજા
અગાશીમાં ત્યાં બહુ મગ્ન ભાવમાં;
અહીં તહીં ચોકલડી સરન્તી છે,
કંઇ ખુમારી ઉરને ભરન્તી છે. ૧૨૨

ઠરી રહે, ને સરિતાકિરે જુએ,
રમન્તી ચન્દા કુદકા દઇ સરે;
વળી જુએ આભ મહિં હુલાસથી,
ઝભે સરે વાદલડી રમી ઘડી. ૧૨૩
કરે છ દૃષ્ટિ જલમાં ઘડી વળી,
અપાર ઉરે કુમુદી તણાં તહીં
થઇ તદાકાર વૃત્તિ સુરમ્ય તે
પિયે હસી અમૃત ચન્દ્ર જે દિયે. ૧૨૪
મધુર સૂરે ઉભરેછ કોયલી,
વનાન્ત ભેદી રવ જાય છે સરી;
જવાબ પામે હૃદયું ઘડી મહિં,
ઉછાળતી ઉર મસે સખી જહિં. ૧૨૫
સુણે સુણે ને ઉર તો સ્ફુરાય છે,
"અરે અહા આ ઉરમાં શું થાય છે!
આ શું બધાં નેક અનન્ત પ્રેમમાં
ડુબી ડુબીને ઉર ઠારતાં રહ્યાં!" ૧૨૬

અનુષ્ટુપ્-

મનમાં એમ લાવીને, બાલા સેજ મહિં પડી;
રેલતી મીઠડા લ્હાવા ચન્દા જાય નસે સરી. ૧૨૭

ચોપાઇ-

અગારશી મદગે રૂડલી સેજ
પુષ્પ તણા ઢગથી ઉભરે છ;
ચત્તિપાટ સેજલડી માંય
પડી કિશોરી આવી ત્યાંય. ૧૨૮

હૃદયું ગળતું રશ્મિ મહિં,
હલક છોળ નવ જાયે ગ્રહી;
"અહા ખીલી આ સાજમ રાત,
રહી રમી ચન્દ્રની સંગાત! ૧૨૯
કુદરતના મીઠા આ ભાવ
લિયે પ્રેમીલાં; દિલ જમાવ
અહા અહીં શો જામી રહ્યો!
કોણ થકી એ જાયે સહ્યો! ૧૩૦
કહાં હશે મુજ દિલનો રંગ,
જે સંગે હું ભર ઉમંગ,
નિશા સમી ત્યાં રેલી રહું,
હૃદય તણા ભાવોને લહું!" ૧૩૧
વિચાર એવા કરતી તહિં
હૃદય શશીમાં ચોડી રહી;
જોઈ જોઈને વિરમી જાય,
નયન મહિં કંઇ આવી છાય! ૧૩૨
જાગ્રતિ કે નિદ્રાનો પાસ
નવ રોકી બેઠા છે બાસ;
નભ ઉરથી આવન્તી એક
દિવ્ય રૂપાળી મૂર્તિ છેક ૧૩૩
નયન આગળે રમતી રહી,
બાલાના હૃદયોને ગ્રહી.
રમ્ય મનોહર રાજ કુમાર,
ધીર વીર અતિશય સુકુમાર. ૧૩૪

મૃદુતા નયને ઝવતી જાય,
સકલ સૃષ્ટિમાં રેલી છાય,
શશી સમો શાન્તિભંડાર .
ઉભો આવી બીજો માર! ૧૩૫

અનુષ્ટુપ—

રૂડલી મૂર્તિ ભાળીને બાલાનું ઉર હોંશથી
કોઇ આવેશને પામી ઉભુંછે સમીપે જઇ. ૧૩૬

વસંતતિલકા–

ધારી મનોહર મધુ શુભ દ્રાક્ષ કેરો
પ્યાલી મહિં, કર પ્રસારી રહી રૂપાળો;
જ્યાં જ્યાં હજુ,–"મધુ પિયો, પ્રભુ" એમ બોલે,
હા હા! રીબાઇ ઘડીમાં પડિયું અરે રે! ૧૩૭
કાળી જટા, વદન છે પણ સાવ કાળું,
ઓષ્ઠો વિપુલ, ક્રૂર દન્ત, અતિ સુગાળું
છે મુખ, આંખ પણ દીર્ઘ અતિ ભયાળી,
છે ઠાર ઠાર રહી જ્વાલ બધે પ્રજાળી! ૧૩૮
મોટું લગુડ પણ હસ્ત મહિં સહ્યું છે,
ગાંઠા થકી વિપુલ અંગ બધે ભર્યું છે,
છે કચ્છ ખૂબ કસીને વળી બાંધી દીધો,
ને ચાલતાં ધબ ધબાટ અતિ કરન્તો, ૧૩૯
એવો ભયાનક અતિ ક્રૂર કોઇ કાળ,
આવી ભડાક ચહતો ઝટ રાજ બાળ;
ને ધોકલા તણી જરી ઝટ કોર મારી,
ફોડી દિયે મધુ ભરી રૂડલી પિયાલી. ૧૪૦

ઉપાડીને કુંવર ને નભમાં ગયો તે,
પોતે જણાય પણ બાલ નહીં જણાયે
આભી બની, હચમચી ઉરમાં કિશોરી,
આ ચિત્રથી નસ નસે ક્રૂર લાહ્ય લાગી. ૧૪૧
ઉઠી અધીર, પણુ કાંઇ જણાય નાહીં,
છે ચન્દ્રિકા ફિક્કી બની જઇ અસ્ત થાતી;
ના ઘાતકી પુરુષ તે, નવ રાજ બાલ,
પ્યાલી નહીં, કંઇ નહીં, નહીં સ્વપ્ન જાળ! ૧૪૨
"આવું હું ઉર મહીં કેમ થયું હશે રે?
શો અર્થ આ? સમજ ના મુજને પડે છે;"
આવા વિચાર તણી રેલ મહીં તણાતી;
છે આમ તેમ દડતી રહી સેજ માંહીં. ૧૪૩
આાં તો સુણે મધુર કૂ.... રવ કોકિલાનો,
ભેટી વહે શીતલ લ્હેર સહે દિવાનો;
એ તો કંઇ રસિક ગાન કરી રહી શું,
જે સુણતાં હૃદય હાલકલ્લોલ થાતું! ૧૪૪

સાખી—

હો રસિયાં ! લેજો મીઠા લ્હાવ !
કંઈ કરજો દિલનો જમાવ; હો રસિયાં!૦
આ વારિના વીચિ પેઠે આયુઃ દોડયું જાય
પ્રેમ મહીં જો લગની લગાવી તો પૂર્ણાનન્દ પમાયે !
હો રસિયાં! ૧૪૫
ધન્ય કુમુદિની, ધન્ય જ તુજને, ધન્ય જ તારો સ્નેહ,
અનહદ પ્યાલો તેં પીધો, વ્હાલી! ધન્યછે તારો દેહ!
હો રસિયાં ૧૪૬

સુણજો હો આ આલમ કેરાં સરવે વતની આજ,
નેક હૃદય વિન રે'જો કુંવારાં કરતાં ના કૃત્રિમ કાજ!
હો રસિયાં ૧૪૭

### વસંતતિલકા.

" એ એ ખરૂં, ઉરશું ઉર ભળે ઉમંગે,
આ આ રસિલી અહિં કોકિલ શાખ પૂરે;
તું ઉરના સરવ ભાવની ભેદુ એક,
હા ધન્ય ધન્ય અલિ કોકિલ તુંજ નેક! ૧૪૮
સંકલ્પ સિદ્ધ ઉરશુંજ સહે જ તારા,
આ ઉરનું લગન ઉર સહે જ મારા."
ત્યાં તો ઉઠ્યો કિલકિલાટ પતત્રી કેરો,
છે પૂર્વમાં હુલદીરંગ છવાઇ જાતો. ૧૪૯
મન્દો વહે પવન શીતલ લ્હેર દેતો,
ને ઉરથી કંઇ સુગન્ધ મધુર લાતો;
ઉઠી મનોહુર કિશોરી સખી સમેત,
ચાલી પછી નગરમાં કરવા પ્રવેશ. ૧૫૦

### અનુષ્ટુપ.

રમણીવૃન્દ બાલાનું આવિયું પુરની મહીં
ઉભરી જેહ ઉઠયું છે રંગે બેહુદ રૂડલા. ૧૫૧



# સર્ગ ૪.

## સૈનિકને ભળામણ, નગર પ્રવેશ, સભામાં, પ્રેમનું ઓળખાણ, પિતા પુત્રીની વાતચિત.

### હરિગીત.

બ્રહ્માંડપટ વિસ્તીર્ણ પડીયું ઉરમાંહી રસિકડાં,
અનહદ રસે ઝળકી જતાં દેવી ઉરે રમતાં રહ્યાં;
દ્યોદ્યુતિને સન્ધ્યા નિશા ચન્દ્રા અને ઉષા મળી
રમતાં ફરે છે કુદડી, સખી હર્ષમાં રેલી જતી. ૧
મનહર વસન્તની ચન્દ્રિકા ખેલી અતિ આનન્દમાં
સ્થલ સર્વમાં રેલી ગઇ નિશા સહે સ્વચ્છંદમાં;
આવ્યો ઉષાનો સમયને રસ રસ કરી રહી સર્વને
તે એ સખી ઉલ્લાસથી નિજ ઉરમાં સૌને ગ્રહે. ૨
સન્ધ્યા નિશા ચન્દા ગઇ ઉષા તણા આ ફેરમાં
રૂમઝુમ થતા સૌહૃદ બધા ઝમકાર ગાજી ઉઠીયા;
ગાજી રહ્યું બ્રહ્માંડ મધુરા સૂરના બહુ પૂરથી
કેકા મધુર ટીહુ ટીહુ કરી નેકી પુકારે ઉરથી. ૩
કુકુકુટરવો રળિયામણા ગજવી રહ્યા દિશ સર્વને
હુકળી ઉઠે કોકિલ મધુરી લાવતી ઉર ગર્વને;
શુક સારિકા આદિ ઘણા પક્ષીગણો નભમાં ભમી
કંઇ હોંશ જાગ્યે ઉરમાં પૂજે ઉષાને નમી નમી. ૪

આવી જલાશય પાસ મયૂરો પૂર્ણ પક્ષો પાથરી
પૂરે કલાને નૃત્ય કરતા મયૂરી સંગે તો રમી,
સારંગ રમતાં જાય ભમતાં વનમહીં ક્રીડા કરે,
કંઇ પ્રેમના આવેશમાં દૃગ મધુર સ્થલસ્થલમાં ફરે. ૫
રસગાનમાં તો મધુર સૂરના ઉઠતાજ તરંગ ત્યાં,
સુગન્ધી વાયુ ઉર ચડી પેસે રસિક હૃદમાં ઘણા;
સુવર્ણ વારિમાં ઝબોળી કુમળી નિજ દેહડી
શીતલ મધુરી લહરી ચાલે ઉર ઠારન્તી અતિ. ૬
ઉઠયો શિવાજી શૂર નિદ્રાને કરી રહી દૂર ત્યાં,
સ્મરી પંચ નામો પાપહર પ્રક્ષાલિયું મુખ છે તહાં;
કરી સ્નાન પૂજી દેવને હેવી ગુરુ માતા તણું
કરી સ્મરણ શસ્ત્રો સજી બેઠો ઉરથી ઉભરી ઘણું. ૭
આવી ભટો સૈનિક બેઠા રચી કચેરી પાસ છે,
સૌ નયન દૃષ્ટિ એકથી નૃપવદનઅમૃતને પિયે;
ના શ્વાસ જરી કો ચાલતો, સૌ શ્રવણ તો ઉત્સુક છે
પીવા અમૂલાં વચન દક્ષિણરાજ મુખથી ઉચ્ચરે. ૮
"જાવું શૂરો! છે આજ મારે મુગલના દરબારમાં,
છે ઝેરી વસમો અરિ, મૂકવો પાય દરમાં સર્પના;
ફસવે મને જો ત્યાં અરિ છલબાજીને તો પાથરી,
ફસવે કુંવરને ને દમે મહારાષ્ટ્રબાલકને કદી,
ના હૃદયને તો હારતાઃ છો આર્યકુલઅવતંસ હો!
નવ જીવન વ્હાલું ધારતા થઇ ગરુડ અહિ દમજો તમે;
નહિ એક સ્થલમાં વાસ કરતા શાડ માંડી સ્થલ સ્થલે
ગિરિગુહા નદી ઉપકંઠમાં રહીને પીડા કરજો તમે. ૧૦

નવ ધર્મે યુદ્ધ આ નીચ અધમાધમ અરિની સાથ તો,
કરતા કદી, હે યોધ મારા! લાભ ત્યાં પડજો તમો;
છે દુષ્ટ અરિ વિશ્વાસઘાતી, વચન એનું સત્ય ના,
છે આર્યભૂમિમાં સર્પ એ ગારૂડી થઇ પકડો સદા. ૧૧
જાણો તમે વધુ શું વદું, હે અચલ સ્તંભજ દેશના!
છો કુશળ સર્વે યુદ્ધમાં કૌશલ્યમાં ના છે મણા; "
એવું વદી વિરમ્યો જહીં, ત્યાં સર્વ વીર ઉભા થઇ
નમવી રહી શિર બોલતા છે ગળગળા બનતા અતિ. ૧૨
"હે આર્યકુલમણિ રાજવી! હે ધર્મના પાલક સદા!
નવ સ્વપ્ન એવું લાવતા મહારાષ્ટ્રસુત ડગશે કદા;
દેવી-ગુરૂ-માતા તણી અમીની રહી દ્રગ જ્યાં ઝવી,
શયતાન એ નવ ફાવશે નિજ પાપ બાજી પાથરી. ૧૩
એવું વીરો વદતાં જહાં દક્ષિણ નૃપ પાસે રહ્યા,
છે અશ્વપર થઇ સ્વાર અમ્બરબાલ આવન્તો તહાં;
અસિશું અસિને તો નમાવી વદી "જયજય" શબ્દને
બેઠા સુઆસન પર ચડી આ હિન્દના રત્નો જ બે .૧૪

## અનુષ્ટુપ.

ઘડી ગોષ્ઠી કરી છાની બંને અશ્વપરે ચડી
સૈન્યને ત્યાંજ રાખીને ઉપડ્યા પુરની મહીં. ૧૫
પાટવી પુત્ર શંભાજી, તાનાજી પ્રિય મિત્ર જે
દક્ષિણ હસ્ત રાજાનો અશ્વે પાછળ જાય છે.
જોય છે પુરની શોભા, ઉરે કંઇ કંઇ લાવતા,
ઉભરી જેહ ઉઠ્યું છે ભાવો તો ત્યાં નવાનવા.

ઝુલણા—

"મોગલી રાજ્યની ઉચ્ચ તો ભવ્યતા
મૂકવી મોકળી" એમ રાયે
છે પડ્યા ફેરવ્યો ધાક સાથે તહીં
આંજવા આર્ય આ રાજવીને:
જલ તણાં છાંટણા શેરીએશેરીએ,
શોભતી ગાડીઓ જાય દોડી,
ઠામ ઠામે ઉભા પ્હેરગીરો રહ્યા
હસ્તમાં નગ્ન છે તેગ ઝાલી. ૧૭
દીપી દુકાન છે અતરે વસ્ત્રો તણી
શાલ દુશાલ રહી કોઇ ઠામે,
કોઇ દુકાનમાં ફુલ રૂડાં ગોઠવ્યાં
જોઇને દિલડું મોહ પામે,
સોની સોના રૂપાના કરી કળશને
ગોઠવી હાર શું હાર બેઠા,
નકશી એવી કરી ચિત્ત જાતું ચળી
કારીગિરી મહીં હિન્દની આ. ૧૮
છે ઝવેરી રહ્યા મોતી હીરા ઘણા
ગોઠવી હાથમાં વીંઝ ઝાલી,
લ્હેરથી વાયુને ઢોળતા ડોલતા
બેસિયા છે ચડી ગાદી સારી;
રંગરેજો અતિ સુન્દર વસ્ત્રો તણી
હાર દોરીપરે ગોઠવીને
હાથ હુક્કો ધરી ફુંકતા ઘૂંટને
મુખથી તાણતા લ્હેરથી છે. ૧૯

ફૂલના ચોકમાં હાર તોરા ઘણું
લ્હેરથી કંઠમાં માળ રોપી
જાય સ્વચ્છન્દથી યવન સસ્તી મહીં
બાપડા આર્યને લાત ઠોકી;
યવનની ગાડીના અશ્વને ઝાલતા
વાટમાં જાય દોડ્યા બિચારા
આર્યના બાલકો હાંફતા હાંફતા
ભાલમાં ચાલતી સ્વેદધારા. ૨૯
આમ બાજારમાં ચાલતું છે તહાં
યોધ દક્ષિણ ચડી અશ્વ જાયે,
હૃદય ચીરાય છે યવનના ત્રાસને
નિરખતાં નિરખતાં ઠામ ઠામે;
યવન સ્વારો ધસ્યા જાય છે માર્ગમાં
આંખ કરડી કરી યોધ સામે,
શાપતા આર્ય જે આવતા વાટમાં
લગીર સંકોચ કોનો ન ધારે. ૨૧
યવનને યવની સરવે ધરી ગર્વને
જોઇ આ યોધને ચીડ આણે,
"મૂર્ખ આ જાય જો, રાડ માંડી હતી
દીનના ધર્મની સાથ આણે;"
કોઇ બોલે, "ભલે હાથ આવ્યો
હવે જાય ના જીવ તો આજ એ તો,"
કોઇ બોલે, વળી "ચોર આ પ્હાડનો
પીડ તો જાય છે આજ જો જો!" ૨૨

બાપડા હિન્દુઓ હર્ષ હૃદયે ધરી
આંખમાં હર્ષનાં બિન્દુ લાવી,
"ધર્મરક્ષક અહા! ધર્મપાલક અહા!
આજ આ કેમ આવ્યા ફસાઇ?"
એમ ઉર લાવતા, એમ ઉર દાઝતા;
જાય રાલ્યા બની ગંડુ પેઠે,
જેમ કો ઉપરે આશ મોટી ધરી
ભગ્ન થાતાં પછી લાહ્ય ઉઠે. ૨૩
તોય તે ઇચ્છતા "ધન્ય છે તુજને,
આર્યનાં કુલને યોગ્ય વીર!
તારૂં સારૂં થજો, દેવ રક્ષક હજો
તાહરા, હે મહા યોધ! ધીર!"
કોઇ બારી ચડી, કોઇ છે ગોખમાં,
કોઈ છે ચક પછાડીજ ઉભી,
હિન્દુ નારી રહી હાથ ઊંચા કરી
લેતી ઓવારણાં હોંશ સોતી. ૨૪
કોઇ બાલા પૂછે માતને હર્ષથી,
"આજ શિવાજી શું અર્થ યોધ
આપણે કાજ જે યુદ્ધ માંડી રહ્યા
યવનની સાથ મહારાષ્ટ્ર વીર?
કેમ હે માત! તે આજ આવ્યો અહીં ?
યવન રાજા અતિ છે હરામી,
પીડશે તેહને. રીબશે તેહને,
હોય વિશ્વાસ તેનો ન કોઇ." ૨૫

એમ બોલી થઇ ગળ ગળી બાળકી
આંખમાં અશ્રુનું પૂર લાવી,
નિરખતી નિરખતી ઉર આશિષ દે
જય થજો તાહરો આર્ય સ્વામી:"
કોઇ તો બાળકી હર્ષઘેલી બની
ત્રાસ ભૂલી જઇ યવન કેરો,
રૂડલી છાબથી કુસુમ ઉરાડતી
ગોખથી બોલતી "કુશળ હોજો"!
ગાયને વૃષભની પાસ યવનો ધસી
જોરથી માર એવો લગાવે,
સૂણીને ઘોષ જે ઉઠતો તાડતાં
કમ્પતા હિન્દુઓ હાય મારે;
તોય બોલાય ના, પાપ જોવાય ના,
નિરખતા બાપડા દાઝી દાઝી,
આર્યના ધર્મને પીસવો એજ છે
યવન ઉરે રહ્યું રોજ ગાજી. ૨૭
"રાવ ઉમરાવ મોટા ઘણા આર્ય છે
તોય કોથી નહીં કાંઇ થાયે,
હાય! આ શું બધું પાપ ફેલી રહ્યું
ત્હોયના કોઇનું ઉર હાલે;
શું થયું રાજ્યથી શું થયું જીવનથી
આખરે બાપડા આર્ય દુઃખી!
ધિક્ મોટપ ધરી! ધિક્ આ નોકરી!
નિત્ય જોતા રહ્યા જેહ સાંખી. ૨૮

જા બધાં ઉર આ આર્યના બાલનાં
આજ એવું અહીં શું જણાવે
ધારી સુખ આશ ભગ્નાશ તે આજ છે,
એમ આ મુખડાં એ કળાએ,
"ભૂલ મેં છે કરી, આમ ફાવ્યો અરિ,"
એમ ધારી ઉરે જાય ચાલ્યો,
"હજુ કંઇ હાથ છે, જાઉં હ્યાંથી પળી,
રગડું અરિને" ઉરે ભાવ આવ્યો. ૨૯
"જોઉં શું થાય છે, એમ કરવું નહીં,"
એમ ધારી વળી જાય આગે
ભભક દિહ્લી તણી યવન શણગારથી
જોઇને દિલમાં લાહ્ય લાગે;
રૂડલાં દેવળો હિન્દુ દેવો તણાં
તોડી ઘુમ્મટ મસીદો બનાવી,
કારીગિરી કરી હોંશથી તે પરે
યવન રાયે અતિ ગર્વ લાવી ૩૦
ક્ષણ ક્ષણે સ્થલ સ્થલે પીડ વાધે ઘણી
દિલ રીઝે નહીં કોઇ ઠામે,
કેમ રીઝે જરી દેશને ધર્મની
ભક્તિ જેના ઉરે હોય સામે!
ચાલતાં આવિયો યોધ દક્ષિણનો
ગાજી નોબત રહી જ્યાં ઉલ્લાસે,
ભૈરવી રાગની ધૂન ચાલી જહીં
મધુર શરણાઇના સૂર સાથે. ૩૧

"આ મહારાજ! મહેલો બધા રાજ્યના
આ અહીં સૂરનું પૂર ઉઠે,
ખાને નૌબત અહીં, ઉતરો, રાજવી!
ચાલતાં આહીંથી જાવું પાયે;"
સુણતાં દાઝીયો દિલમાં તો ઘણું
ત્હોય બોલ્યો નહીં વેણ કાંઈ,
ચાલિયો આગળે સર્વ જોતો તહીં
લૂંટ જે હિન્દની છે ભરાઈ. ૩૨
આમ જોતા પછી આવિયા સર્વ તે
જ્યાં મળ્યા છે બહુ રાજ મોટા,
દિવાને ખાસ છે નામ જે ધામનું
મુગલ મહીપાલનું સુખ જોતા;
મધ્ય મયૂરાસને યવન રાજા ચડી
જોય છે ઉર ખુમારી લાવી,
બેઉ બાજુ કરી પંક્તિ બેઠા તહીં
મંડળીકો કચેરી જમાવી. ૩૩

## વસંત તિલકા.

ઉંચે ગલેરી મહીં સુન્દર હીર કેરો,
ત્યાં ઝૂલતો ચક રહ્યો અમૂલો જરીનો;
બેસી પછાડી દિહ્લી નાથની રાજકન્યા,
જોતી પિતાશરણ જે અરિ આવતો ત્યાં. ૩૪
નીચે મળ્યા નૃપવરો ગઢવી ઘણેરા,
જેણે ઘણું લડી લડીજ સ્વીકારી સેવા;
છે મારવાડ વળી માલવ આદિ રાજ,

ઝરવા ન કોની ધરતો તહીં તો હૃદેમાં,
આવ્યો અને, સરવ જોઇ રહ્યા ટશી છે,
ને શું થશે ઘડીકમાં સહુ એમ ધારે. ૪૨
"હા ઉર ! આ સરવ મુજ ખુમારી આ આ,
આ શાન્તિ, આ હૃદયની મુજ લક્ષ્મીએ આ,
આ તે અમૂલું મુજ રત્ન ગુમાવિયું જે
એ કોઇ યુગમહીં, છું રહી હુંઢી જેને, ૪૩
તે આજ હાથ ચડીયું. મુજ નેત્રમાં શી,
શી શી રહી શીતલતા વળી આજ રાજી"
એવું ધરી પલકમાં ચકની પછાડી
વિકાસ પામી ઉભર્યું ઉર એક ગાજી. ૪૪
તે જેમ ગર્જન સુણી મયૂરો ટીહૂકે,
અન્ધારમાં દીપ થતાં કુદડાં શું દોડે,
કે કોઇ ગુપ્ત ધન હાથ થકી ગયું છે
જે શોધતાંજ સહસા કરમાં ચડે છે, ૪૫
શું ચાતકી બહુ તપી તપી ગ્રીષ્મકાળે
આવેજ મેઘ પછી જેમ ચડે ઉછાળે.
શું ચક્રવાક સવિતા ઉદયે કલોલે,
આનન્દમાં કંઇ કંઇ થઈ ઉર દોલે, ૪૬
મ્હેકે વસન્ત જયમ કોયલડી ટીહૂકે,
ટૌકા મીઠા સ્થલ પછી સ્થલ રેલતા છે.
જોતાંજ યુસફતણું ઉર તો અમૂલું,
જેવુંજ ઉર જલીખાતણું ઉભર્યું તું, ૪૭
તેવુંજ જેબુનતણું ઉર છોળ મારી

આનન્દથી ઘડીકમાં વિકસ્યું વિરાજી:
" કેવુંજ ભાગ્ય પિતુજી કરે યોગ્ય મૂલ્ય,
કેવુંજ સારૂં પિતુ મૈત્રી કરે નૃપાળ;" ૪૮
એવું વળી ઘડીકમાં ધરતી રહે છે,
જાણે ધરી ઉરશું ઉર સીવું અત્યારે
આવો વળી પળપળે ઉર ભાવ લાવી
તે કાંઇ કાંઇ રસમાં રહી છે છવાઇ ૪૯
" છે અન્ય ધર્મ, વળી વૈરીજ તાત કેરો,
છે દીનને પજવતો બહુ કાળથી તો,
પિતા ન કોદી મુજ ઉરશું આ હૃદાને
ઝીલાવશે ધરમમાં થઇ અન્ધ રે રે ! ૫૦
લગ્નાય છે મુસલમીન સહેજ હિન્દુ
જાણેય તાત કદી આ ઉરમાંનું સન્ધું,
આ ઉરને મુજ સહે કદી ના મિલાવે
આને હણી છલ કરી ઉલટું રિબાવે ૫૧
ના કોદી આ ઉરશું આ ઉર ભેટ લેશે
કાં કે પિતુ ધરમઅન્ધ ન સત્ય જોશે.
છો જન્મ આ કદિ બીજા અવતાર હોયે
આ ઉર વિન મુજ ઉર ન અન્ય સાથે ૫૨
લગ્નાઇ ને કદી હવે ઠરશે ઘડીયે,
જેનું ઠર્યું ધન લહે ધન તેજ છાજે
કેવી કુમુદ શશીદર્શનથી રીઝે છે
ના કોઇ અન્ય નિજ ઉર ભિંજાવતું છે. ૫૩
સંકલ્પ દૃઢ મુજ ઉમ્મર આ બધીને,

ગાળુ અકેલી પણ અન્યશું ના વસુ એ;
કૃત્રિમ લગ્ન કરવાં પશુવૃત્તિ સાખી
શું ઉરના નિયમને કરવા કલંકી ?" ૫૪

**અનુષ્ટુપ.**

આકરૂં પણ એ ધારી બેઠી બાળકી હૂકળી;
અમૃત નયનો આપે, પીયે ઉર ગળીગળી. ૫૫

**વસંતતિલકા–**

"હે સાબ્ભ ! દેવિ ! પિતુ ! જયજયકારી હોજો
હે ગુરુ ! મંગલ સદા વરસાવી રેજો,"
એવાં ઉરે સ્મરી રહી શુભ નામ રૂડાં
વીરે કર્યાં નમન છે ત્રણ ભૂઉરે ત્યાં. ૫૬
"શું આ શીવાજી" વદિયો તહીં મ્લેચ્છરાજ,
"જેણે મહા વિકટ કાર્ય કર્યાં અગાધ;"
પૂછ્યું તહીં નજીક અગ્બરબાલને–આ
કોહુ અથાગ ભયના વમળે ચડી ત્યાં. ૫૭
"હા તેજ હું ધરમ માત તણો ગુલામ,
હું તે શિવાજી લડતો મુજ માત કાજ;"
લાગી છ જવાલ, ઉરમાં પ્રકટ્યો પ્રકોપ,
જ્યાં નિરખ્યો અધમ ને વળી દ્રોહી તાત. ૫૮
યોદ્ધો જરી નવ ડગ્યો, નવ કાંઇ ચોંકયો
છે નેત્રથી વીર ખુમારી ઉછાળી ઉભો;
બોલ્યો પછી દિહ્લીપતિ, "સુણ હે શિવાજી !
"તેં છે કરી અમૂલી નોકરી તો અમારી: ૫૯
"તું આજથી થઇ રહ્યો સરદાર મારો

" છે પાંચ સહસ્ર મુજ સૈનિક હાથ તારે;"
એવું વદી જહીં હતા સરદાર એવા
ત્યાં બેસવા સૂચવિયું સરદારને આ. ૬૦
બોલ્યો ન યોધ પણ નેત્રથી ચીર છોડી
બેસી ગયો ઘડીકમાં મન કાંઇ લાવી.
તે નેત્ર, તે હૃદયની પીડ, તેજ ભાવો,
તે ઓષ્ટનો મૃદુ કંઇ ફફડાટ ખુરો, ૬૧
તે ઉરમાં ઉભરતા કસમો ઘણેરા,
જોતું રહ્યું સરવમાં ઉર એક છે ત્યાં.
એણેજ જોઇ તહીં મોગલ સાહિબીને
તે સુખની પર થતી ધૂળ ધાણી સર્વે ૬૨
ને દીનનો ધરમ તે પણ તેજ નેત્રે
છે લ્હાયમાં સળગતો તહીં ખાખ થાયે.
જોયું વળી પિતુતણું પણ ભાગ્ય ઊંધું
આજે થકી સરવ છેક હણાઇ જાતું. ૬૩
" શી બુદ્ધિ તાત તણી કિસ્મત આ કરે છે,
શું આ અરે! મુગલનું ભગ સૂચવે છે?"
એવું લહી ઘડિક ઉરથી હાય મારી
ને જીરવી નવ શકી ઉરની ખુવારી. ૬૪
જોઇ શકી ન અવળું સહુ ભાગ્ય આમ,
" શું જાય રત્ન નવ કિસ્મત એક દામ?"
એવું લહી સળગી જીરવી ના શકીને,
બેહું પીડાઇ ઉર બાલકી હાય મારે. ૬૫
દક્ષિણયોધ પણ ઉર પીડા ધરન્તો,

ઉપાયહીન તહીં બેસી રહોજ છાનો;
બોલ્યો જરી ન પણ ભાવ મુખે જણાયે,
જે જાળવે સમય તે બુદ્ધિમાન આજે. ૬૬
છે હિન્દયોધ પણ જોઇ રહ્યા મુંઝાઇ,
ચીડાય છે સરવ કિમ્મત આમ જોઇ;
કોઇ વિચક્ષણ બળી મન એમ ધારે,
થાયે છ ઠીક અરિકુલ સમૂલ જાશે. ૬૭
મૂંઝાઇ બાળકી અતિ ચકની પછાડી,
છે શોકતિમિર તણા હ્રદમાં છવાણી;
આ થાય છે અશુભ, આ કુલધ્વંસ તાત
તેને જણાવું હમણા કરી ત્યાંથી પાત. ૬૮
જોઇ શકી જરી ન આ અવળું બધુંય;
જીરવી શકી જરી ન અન્ધ ખુમારી કોક
વિશ્વાસઘાત અતિથીસત્કાર હાય !
જોઇ કિશોરીઉરમાં ઉઠતીજ લાહ્ય ૬૯
એ લાહ્યની ભભકમાં સળગી ઊઠન્તી,
ચાલી ગઇ ઝડપથી બની બાવરી શી;
આવી સ્વહુર્મ્ય મહીં ખાટપરે પડી છે,
ઢાંકીજ મુખ કરપલ્લવમાં રહે છે. ૭૦

સોરઠો—

થઇ કચેરી પૂર્ણ સર્વ સ્વધામે આવિયા.
ઉઠી દક્ષિણરાય નિજ આવાસે જાય છે. ૭૧

શિખરિણી.

વસન્તે ધારેલું સ્વરૂપ હ્રદને વિહ્વળ કરે,

વળી દિલ્હી શોભા સ્થલ સ્થલ રહી મોહજ ભરે
સૂરો રૂપાળા ત્યાં અનુપમ વધે છે સરી સરી.
કરે એવું કાંઇ રસિક ઉર જાતું બહુ ઠરી. ૭૨
પરન્તુ તે સર્વે અગન સમ બાલા ઉર પરે,
"અરે ભુંડું થાએ" લવી રડી કિશોરી થરથરે;
સખીએ આવીને હ્રયકર મહીં ભીડીજ તહીં,
"સખી અશ્રુ શાનાં? વિલપ કયમ મારી રસિકડી" ૭૩
સહી હૈયે ચાંપી ઘણું ઘણું મનાવી પણ જરી
વદી ના બાલા તો દિગમૂઢ બની સ્તમ્ભીજ ગઇ;
ઉઠે ઊંડા શ્વાસો, ધબક હૃદયે વાધીજ અતિ,
પરન્તુ શાથી એ નથી જરી કિશોરી જણવતી. ૭૪
સખી થાકી પૂછી યવનનૃપ આવ્યો ઉર ઠરી
હસન્તો આનન્દે કંઈ કંઇ ખુમારી ઉર ધરી;
ડઘાણો જોતામાં ગરક દુઃખમાં નિજ દુહિતા,
અને પેલા ભાવો ઘડીક મહીં ભસ્મી ભૂત હવા. ૭૫
"દુઃખી બેટા શાથી અખિલ જગ જ્યારે સુખ લહે,
બલા ઇસ્લામીની સરવ મુજ હાથે લય હવે,
હવે ના જીવે એ મુષક વસમો દક્ષિણ તણો
હવે સત્તા સર્વે મુગલ તણી હોંશે રમી રહો." ૭૬

અનુષ્ટુપ—

સુણતાં વેણ આ ક્રૂર બુદ્ધિશાળી પિતા તણું
ઉરમાં કમ્પ ચાલન્તો શોણિતે, મુખલાલ શું? ૭૭
વદવા જાય છે ત્હોએ બાલાથીજ વદાય ના;
વિસ્મય તાત પામીને વિનવે બાલકીને તહાં. ૭૮

## શિખરણિ.

" હસે છે જો બેટા! સરવ ઇસ્લામી હૃદય આ,
મસીદો ને કબ્રો અધિક ઉભરી આ વહી રહ્યાં;
મિનારાને કોટો મુગલ જય શબ્દે ધ્વનિત છે,
કહે બેટા ત્યારે હૃદય કયમ તારૂં જ્વલિત છે? ૭૬
થઇ સૃષ્ટિ સર્વે ભય રહિત આજે સ્વરગમાં,
વધાઇ ઇસ્લામી ઉછળી રહી જો બાળકી હવાં;
હવે આજેથી છે મુગલધ્વજ હર્ષે ફરફરતી
હવે જાશે હિન્દુ ધરમ જડમૂળેથી ઉખડી. ૭૭
હવે હિન્દુ સર્વે તજી દઇ ખુમારી ધરમની,
ખરા ભકતો હોઇ ધરમ ઇસ્લામી ધરી રહી
મસીદોએ જાશે, ખુશી ખુશી ખુદા પીર સરવે
વળી પેગમ્બર તે અધિક ઉર ઠારી સુખ લહે. ૭૮

## સોરઠો.

ઉરથી છોડી હાય દ્વયકર જોડી શિર નમી,
ઘૂંટણુ પર પડી ત્યાંય, વદી ઉઠી જેબુનનિસા. ૭૯

## શિખીરિણી.

" પિતા વ્હાલા આજે હૃદય મુજ બાળે અતિ અતિ,
સુણી ક્રોધાવેશે ગરમ થઇ જાશો ઘડી મહીં;
પરન્તુ હે પિતા! લગીર ઉર શાન્તિ ધરી રહી,
ક્ષમા દૃષ્ટિ રાખી ગરીબ સુણજો મુજ વિનતી. ૮૦
સુજે રૂપાળું જે, જય વિજય રાજે સ્થલ સ્થલે
વધાઇ ઇસ્લામી સરવ ઉરમાં રેલતી રહે;
ન એમાંનું કાંઇ, વિજય નહીં, એ નાશ સહુનો,

ન ઇસ્લામી ધર્મે લગીર ભયથી મુક્તજ હવે. ૮૧
મને ભાસે ઉંધુ સરવ ભગ આ મૂગલતણું,
અહીં આ રોળાતું ચતુર મમ પિતા પ્રજળતું;
દિસે છે અત્યારે જગ હુળ થતું આહીં સઘળે,
દિસે છે એવું કે ભય રહિત આ આલમ બધે. ૮૨
ન એમાનું કાંઇ, મરણ દુ:ખ ઉંડું ઉરમહીં,
પીડે છે અત્યારે સરવ સ્થલમાં નાશજ કરી,
બુઝાતાં દીવાનો અધિક ભભૂકો મોહજ ભરે,
બુઝાતો આ આત્મા ભભક રૂડલી તો ધરી રહે. ૮૩
મને ભાસે એવી સરવ ધુતિ તો આ મૂગલની
બુઝાતી હે પિતા! કિમ્મત નવ જાણી અરિતણી.
પિતા ન્હોયે આવું, શરણ અરિ જે આવીજ રહ્યા,
વહીને વિશ્વાસે, હણી વચન એને ધરી રહો. ૮૪
હણાતાં વિશ્વાસે, સરવ લય થાશે નકી હવાં,
બધાં હિન્દુ ઉરો અધિક તપશે એ અગનમાં;
વડા દાદાએ તો સરવ સહ મૈત્રી કરી કરી,
વધારી ખીલાવી મૂગલ પદવી સુદ્રઢ કરી. ૮૫
અરે એ સૌ જાશે લય સરવ થાશે ભભક આ,
રીબાશે હે પિતા! મુગલ મહિલા બાળક બધાં;
નથી જેવા તેવા અરિ શરણ જે આવીજ રહ્યા,
પિતા એની મૈત્રી કરી મુગલ સત્તા દ્રઢ કરો.” ૮૬
વદન્તી બાલાની દ્રય નયનથી અશ્રુ ઝરતાં,
ગુલાબી ગાલે તે પડી ઢળી ઉરે જાય સરતાં,
અહા! એ જોતામાં ગળી કયમ ન જાયે ઉર ભલે,

ઞમે તેવું ભારે કઠિન પણ તે ત્યાં દ્રવી રહે. ૮૬

વહન્તી બાલાની મૃદુ ગળગળી પીયૂષ ભરી
વહન્તી આ જ્વાલા ઉરથી અહીં જે ઉછળી રહી;
કહો કો એ ઝીલે હૃદય લગીરે નહિ લવીને?
મહા યોદ્ધાનું એ ઉર નકીજ હાંતો દ્રવી રહે. ૮૮

હરામીને દંભી, શઠ અધમ જે સ્વારથ મહીં,
હઠીલું ના છોડે ઉર કહીંજ જે વાતજ ગ્રહી;
ન કોનું એ માને અન મહીં કદી સત્ય સમજે,
લઇ દીવો હાથે કૂપ મહીં પડે એ અધમ છે. ૮૯

સૂણંતાં બાલાનું વચન, ઉર દિલ્હી પતિ તણું,
ઘડીમાં ચોંકાયું હચમચી જઈ એ બહુ તપ્યું;
પરન્તુ છુપાવ્યું બહિર ધરીને ભાવ ઉલટો,
હસીને એ મિથ્યા મૂરખ ગણતો આ વદી રહ્યો.
ન જાણે તું બેટા! સરવ ખૂણી તો રાજ્ય તણીજો,
રહ્યું કાવાદાવામય જીવન રાજા તણું અહો;
મુંઝાવું ના બેટા સુદ્રઢ કરીને મુળ સૂગલી,
ફરી કાંટા છેટા ઠરી રહીશ બાલે અહીં નહી. ૯૧

અનુષ્ટુપ-

રીઝાવી એમ બાલાને, દિલ્હીશ્વર તો જાય છે;
નયનો તે પરે રોપી, બેસી બાળકી રોય છે. ૯૨

સોરઠો.

ઉભી આવી ત્યાંય વાતાયનમાં જોય છે.
ઉર ઉભરે છે હાય કમલ નેત્ર રેલી રહી.

## વસન્તતિલકા

ત્યાં જાય છે ઉર તણીજ ખુમારી ચાલી,
નિમિષ માત્ર રહી છાઇ સુશાન્તિ વ્હાલી;
શી નેત્રમાં મધુરતા રહી બાલકીને,
શી ઉરમાં પ્રસન્નતા સહુ લાહ્ય ઉઠે, ૯૪
જોઇ રહી ઘડિક નેત્ર, ટશી કિશોરી,
પીતી જતી સરી અમી સરિતા રૂપાળી;
આ શું, અહા, હૃદયનું વળી આમ થાય,
આ શું, અરે હૃદયવલ્લભ આમ જાય! ૯૫
"જેબુન શોક ધરના, કર કાંઇ સારૂં,
જેબુન એ જીગરમાં ઝપલાવ તારૂં;
જે હોય જીવનતણું હજુ કાંઇ લક્ષ,
તે યોજીને બચવી લે તુજ પ્રેમ વૃક્ષ" ૯૬
એવું લવી મનમહીં વદી કાંઇ આછું,
જોઇ કિશોરી રહી ઉર મુકી તણાતું;
લાંબીજ દૃષ્ટિ કરીને નિરખી રહી છે,
તે જાય જેમ ઉરનેત્ર તણાય વાંસે. ૯૭
બોલી પછી, "હૃદયવલ્લભ હે નૃપાળ!
કેટી ઉપાય કરી રક્ષિશ હું કૃપાળ
છે અન્ધ તાત જુલમી વિશવાસ ઘાતી,
છે ઝેરી આંખ પિતુની રહી જીવ તાકી,
એનીન આજ્ઞા બર એક હવે થવાની
એની બધી અધમતા વિફલા જવાની
શું ઊર વલ્લભ તણું વળી આમ થાય?

હું આમ સુખ સહીં; એ દુઃખમાં દળાય?
એને હસે અધમ લોક ફસાવી આમ,
જેખૂન જીવિત ધરે ઉર રાજ કાજ, ”
આવેશમાં અતિ ચડી દૃઢ ભાવ લાવી
બોલન્તી આમ વિલપી ગઇ બેસી બાળી. ૧૦૦

અનુષ્ટુપ—

સખીએ આવીને કાંઇ બોલાવા ગઇ ત્યાં થકી
બાહ્ય સૃષ્ટિ સહે બાલા સ્થૂલને યોજતી થઇ. ૧૦૧

તોટક છંદ.

નહિ દિન ગયા જુજ છે હજુ જ્યાં,
ઠરી બાલકી ગોખ મહીં રહી ત્યાં,
નિરખે વહુતો જગ ઠાઠ બધે,
નિરખે ભિન્ન ભાવનું પૂર વહે. ૧૦૨
વિચરે હૃદશ્રેણી વિચાર પરે,
તહિં જોમનું પૂર અધિક ચડે;
ગૂઢ શા પ્રભુ માર્ગ અહા શી ગતિઃ
નવ સ્નેહ શું સ્નેહ મળેજ રતી! ૧૦૩
અહિં શી જગ મસ્તી? શું ઝેર વહે
વળી આ સહૂ જીવિત ફોક ધરે,
અહિં હિન્દુ શું, મુસલમીન શું રે, ?
પજવે કયમ એકને એક અરે! ૧૦૪
પ્રભુ પુત્ર સહુ નવ ભિન્ન જરાઃ
પળશે સહુ ત્યાં સમજે ન અહા!
નહિં તો રખડી રવડી મરશે,

નહિં અન્ધ શ્રદ્ધા મુક્તિ કરશે. ૧૦૫
શું ઇમામ અને વળી રામ થયા ?
રૂપ ધારી જુદા પણ એક સદા.
સહુ પ્રેમ તણા થઇ બાળક એ
ભમતા જગમાં શુદ્ધ બોધ કરે. ૧૦૬
નવ આ જરી સ્નેહનું ગાન કરે,
લહરી ઉર કંઠ વહે, ન સહે;
અહિં આલમ આ વિષનું ભરિયું,
કમભાગ્યજ માનુષ માત્ર તણું. ૧૦૭
ચિતવે તહિં દ્રષ્ટિ મહીં પડતી,
રહી ટોળી પેરેગીરનીજ જતી;
ચડી અશ્વપરે કર ધારી રહી
અસિ નગ્ન ખુમારી અધિક ધરી. ૧૦૮
વદતી જતી "કાફર હાથ ચડયો,
છટકી નવ જાય હવે અહિં તો"
સુણયું વેણ ગુમાન ભર્યું કફરૂં
સળગ્યું ઉર બાલકીનું વધતું. ૧૦૯
ધિક મૂરખ લોક મલિન મતિ !
નવ સત્ય અસત્યનું ભાન રતિ !
ધરી આ શું ગુમાન જીવિત ધરો ?
સહુ પાપિજ પુંજ અને નીચ છો ! ૧૧૦
પણ જેબૂન યોગ્ય ન બેસવું છે,
તુજ ઉર ફસાઇ પડયું બહુરે;
અઘરૂં તરવું જગ પાપ બધું,

પ્રીતિ નાવ થકી સવળું સઘળું. ૧૧૧
કદિ જાન જતી પ્રિય જીવ જતો
પરવા ન જરી પકડી રસતો
ઉછરંગ તણો દિવ્ય પ્રેમ તણો.
દુઃખ વાયુ વહો, સુખ વાયુ વહો ૧૧૨
ઊંડું આભ ભર્યું પ્રભુ મ્હેર થકી,
પૂરશે મુજમાં નિજ લ્હેર નકી;
સવિતા પણ તું કરજે જ કૃપા,
જઉં સ્નેહ કસોટી હુવે ચડવા. ૧૧૩
નવ યોગ્ય હુવાં રહું શોક ધરી,
પણ સેવ કરૂં પ્રિયની અમુલી;
પ્રભુ સ્હાય થજે તુજ બાલકીને
કરૂં વિસ્મિત આલમ આશ ઉરે." ૧૧૪

સોરઠો.

એમ ધરી ઉર ત્યાંય જેબૂન સ્નેહ સ્વરૂપ જે
ઉપડી ત્યાંથી જાય. બહુ વિચારે મગ્ન ત્યાં. ૧૧૫

વસન્તતિલકા.

છે એક માર્ગ પ્રિયને જ થવા સહાય
જેનાથી આ જગતમાં સહુ કાર્ય થાય.
તે લક્ષ્મી ને વશ સહુ; બચતા ન કો છે
તે દેવીની મુજપરે રહી દૃષ્ટિ રાજે.
આપું હશે પુર મહિં ભમતા ઘણેરા
દક્ષિણરાજ તણી સેવ મહિં અડંગા;
હોશે અતિ ધન હીણા થઇ દૂર આમ
ઇચ્છે ઘણું, કયમ સરે ઉર હોય હામ. ૧૧૭

અનુષ્ટુપ-

ધારતી એમ બાલા આ, આપે છે દરરોજ ત્યાં
વૈદ્ય યોગી ફકીરોજે વેષધારી ફરે તહાં. ૧૧૮
દિન તો એમ વીતે છે, બાલા ના ડગતી કદા
પ્રેમની લગની લાગી, અર્પન્તી ઉર સેવમાં. ૧૧૯



# સર્ગ ૫.

અન્ધકારમય રાત્રિ, રજપૂત યોધ તથા જેબ્બૂનના ત્યાં રાત્રિએ અગાશીના વિચારો, પ્રેમવશ બાલાનું યોધ પાસે જવું. રજપૂત યોધ શિવાજી પાસે આવે છે. જેબ્બૂન પરોક્ષ રહી સર્વ સાંભળે છે. જમના કાંઠે. નાવમાં ભેદ ભાંગવો.. શિવાજીનું મહારાષ્ટ્રમાં આગમન.

---

શિખરીણી—

નિશા કાળી જાતી તગ તગ તગે તારક નભે,
ભમે છે આનન્દે ઘુવડ ઘુઘવીને સ્થલ સ્થલે;
ઘડી શાન્તિ જામે સ્વર ઘુવડ પેરેગીર તણા
ઘડીમાં શાન્તિને સરવ, વળી આવી હણી જતા.
ભર્યું ચિન્તા ઉરે નભ સરી જતું દુઃખીજ બની,
અને વાયુ રોતો ઘડી ઘડી ઉઠે શોર મચવી;
દુઃખી દુઃખી દુઃખી કુદરત વહે છે થથરતી,
કહાંકે અન્યાએ સરવ કરીયું છે વશ તહીં.
પિતાની ઇચ્છા ને હુકમ પિતુનો તો લય થતો,
પછી શાથી હોયે કુદરત ઉરે ભાવજ રૂડો:
સુતુ દિહ્લી મ્હોટું શબવત બૂરી શાન્તિ ધરતુ

બૂરા ભાગ્યે બૂરૂં નૃપતિ ઉરમાં સર્વ સુજતું.
નથી નિદ્રા ઉરે અમ્બર સુતને પાપ નિરખી,
નથી શાન્તિ ઉરે સુગલદુહિતાને પણ રતિ;
બિચારાં એ બન્ને અધિક નિજ હર્મ્યે તપી તપી
અગાશીમાં આવી ઉલટી નિરખે કુદરત બધી.
જવલેછે ચોથો એ અધિક ઉરમાં તો સ્મરી સ્મરી,
" હણાયે છે કોલે અરરર, પિતુને આ અધમથી;
" ફસાવ્યો રાજાને પિતુ વચન વિના નવ બને,
" અરેરે હું હ્યાંને વચન પિતુનું ફોક શું થશે?
" ગમે તે કાર્યેથી બચવી નૃપને નિજ સદને
" કદી પ્હોંચાડું તો વચન પિતુનું સત્યજ બને;
" ઉડાવું આ દિલ્હી રજ રજ કરી બાહુબલથી,
" ઉડાવું કાં મારો રુધિરકણને યુદ્ધજ કરી.
" હણું પાપીને હું, અરર છલ બાજી રચી રચી
" ફસાવે એ જોવું, વચન અમૂલું જાય શું ફરી;
" નકામા આ પ્રાણો પરવશ પડી પાપજ જુએ
" નકામા આ બાહુ અધમ વશ શું હ્યાં બલ ધરે,
" નકામી આ અક્ષિ સરવ સ્થલમાં પાપજ ભરે,
" નકામી આ કાયા રુધિર વળી અસ્થિ વહી ફરે,
" નકામું આ હૈયું સ્વજન હણવા છે સજ અરે,
" ખુમારી આ ખારી જનમ ભૂમિમાં કેરજ કરે.
સ્વીકારી સેવા તો લૂણ હક કરૂં હું અધમનું
અરેરે એ માટે કરમ વસમાં હું કરી રહ્યું!
ઘણું એની પાસે સરવ હિતનું છે વદી દીધું,

પરન્તુ એ પાપી જરી ન સમજે સારૂં નરતું.
નથી શિવાજીએ અધમ નૃપનું સેવન લીધું,
ન કાં તેને આપું મદદ મુજની ઉરનું બધું;
સ્વીકારી સેવા છો અધમ શરીરે આ મૂગલની
નથી યુદ્ધે ત્હોયે, શરણુ તણી સત્તા પણ જરી.
પ્રભા તે આરમ્ભું, યુદ્ધ મુગલ સાથે નવનવું,
'મરૂં કાંતો મારૂં વચન પિતુનું સત્ય હું કરૂં;"
વદે છે આકાશે, નજર કરતો અમ્બરસુત,
કંઇ જુસ્સો જાસે નવિન પ્રકટી યુદ્ધનું પૂર.
નથી નિદ્રા ઉરે અસર કરતી છો સ્થલ સ્થલે,
ભમી તે આનન્દે સરવ જગમાં તો પરવરે;
નથી તે બિચારી અસર કરતી જેબ્ન ઉરે,
અડે તેને ક્યાંથી શુભ અશુભ જેને દિલ ઠરે!
"અહા મારૂં વ્હાલું હૃદય પડિયું બન્ધન બુરે,
અરેરે આ ઊંધું મૂગલ ભગ વ્હાલું અહિં રહે.
પિતાની પાપી આ મતિ સરવનો નાશ કરતી,
ન કોનું એ માને કુમતિ પથમાં તો પરવરી.
નહીં એ પિતા તો છલ થકી હણી મુજ હીરલો
અહા! ખુશી થાશે, અધિક મલકાશે મૂગલતો;
નથી એ જાણન્તો મુગલ નવલ્લી ઉખડીઆ,
થઇ ભસ્મે જાશે, અગનજ મરાઠી ઉછળતાં.
ખરે મારે તો છે ઉચિત પળવું સત્ય પથમાં,
બચાવું વ્હાલાને ધરમ ઉરનો જાળવી હવાં;
જઉં અત્યારે હું જય સુત કને સર્વ સૂચવું;

લઇ રસ્તો એવો સુગલ ઊગરે, ઉરનું ભલું.
કહો કે એ યોદ્ધો સરવ સૂચવે છે શુભ સદા,
વળી એને ઊરે સુગલ ઉન્નતિ રાજની મહા;
હિયે પિતાને એ સરવ શીખ સાચા હૃદયથી,
મણું અત્યારે હું જણવું પિતુની છે મતિ ફરી.

અનુષ્ટુપ—

ઉરમાં એમ લાવીને, બાલા સુગલ રાજની,
અન્ધકારે ભરી સૃષ્ટિ, રામસિંહ કને ગઇ.

વસંતતિલકા.

હે બ્હેન! કેમ અહીં આ અતિ ઘોર રાત્રિ.
તારા સમું અમૂલ્યું રત્ન શું આમ આંહીં,
જે મુખને નિરખવા અતિ ચંદ્ર ઇચ્છે!
તે મુખ આમ પળિયું કયમ અન્ધકારે?
તેને હસી નિરખતાં અન્ધકાર તારા
તેને વળી ઘુવડ જોઇ રહે નઠારાં.
તેને શું આ પવન ઘોર સ્વરો સુણાવે,
બાઝો બિવાડી થઇ મસ્ત અધિક મ્હાલે!
સન્ધ્યા અતિ ભભકતિ તુજ દર્શનેથી,
આનન્દમાં સરવ ભાન ભૂલી જતી'તી,
કો ભાગ્યનું ઉઘડવું સમજી જતી તે,
તું આમ ઘોર રજની તણી ભોગ શાને?
તારા અખિ હૃદયના સ્ફુરની સહેતો
કોકિલકંઠ નવ ભાવ ધરી વહુન્તો;
કેવી વધાવી જતી તે પ્રણુ ઉર ઠારી,

નિશા તણા અશુભ તું ધુંધવાટમાં શી!
મન્દસ્મિતે ઉભરતી લહરી સહર્ષે
તું સ્પર્શતાં હિમ સમી થઇને રમે તે?
અશ્લીલ આ પવન સ્પર્શ કરી વહેશું,
બેની કહે કયમ દિસે મુખ મ્લાન આ તું.
આ મુખ, આ નજર કેરી ખુમારી જોવા
ઇચ્છા કરી કરી અતિ નૃપ ફૂટી મૂઆ
તે કેમ આજ મુજ દ્વારમહીં અત્યારે,
તું બોલ બેન કરૂં સત્ય; શું હોય ઉરે?"
બોલ્યો મધુરૂં અતિ પીયૂષનું ભરેલું,
સુવેણ રામસિંહ જેબૂન પાસ આવું.
તે ઉરની સરવ આગ ગઇ બુઝાઇ
તે બાહુ તે શરીરમાં કંઈ શાન્તિ છાઇ.
ભૂલી ગયો સરવ આત્મ તણી દશાને,
બોલી રહ્યો મધુર કોમલ ભાવ ત્યાં તે;
બોલે ન કેમ ઉભી સન્મુખ દિવ્ય દેહી.
બાલા મને અલક રેલતી ત્યાં મજેની.
હોયે હજાર વસમા ઉર ભાવ બૂરા,
હોયે હજાર વણની ઉલટીજ પીડા,
હોયે કદી અગનના અતિ કૂર ડામ,
ત્યાં શાન્તિ શાન્તિ રમણી રહી રેલી જ્યાંયે.
છે કોમલાંગી વદને વસયું ય એવું,
તે ગાત્રમાં અલકમા નયનેજ એવું
એવુંજ એવું વદતાં કંઇના વદાય

તૃપ્તિંજ તૃપ્તિ ઉરમાં પીડ ક્યાંઈ જાય;
જેણે હશે અનુભવ્યું જન તેજ જાણે
બીજા બધા સરવ આ બકવુંજ ધારે.
છો એમ, રામ સ્થિતિએ સહુ સિદ્ધ થાશે,
તે તૃપ્તિના ઝરણમાં સરવે ભૂલાશે.
બોલી રહ્યો કંઇ કઇ થઇ રામસિંહ,
મન્દાકિની સમ ઉઠી તહીં રૂડી ગિર;
"હા ભાઇ! આવી અહીં જીરવી ના શકી હું,
આ આ નસીબ મૂગલી અવટાઇ જાતું;
આવ્યો અતિ હરષથી મિજમાન દ્વાર;
કારાગૃહે ધરી રહે છલથી અપાર.
શું પાપ એ અધમ કૃત્યજ શું જણાવે?
કેવાં અનેક ભગ આમ દળાઇ જાશે?
સુદૃઢ મૂગલ તણાં મૂલજે થયાં છે
તેમાં પિતા અઝનનો રસ રેડતા છે.
જાશે અરે લય થશે સહુ સાહિબી આ
વિશ્વાસઘાત સહ નાશ રહ્યોજ, વીરા!
છે તાતને ઘણું ઘણું સમજાવિઆ મેં,
બુદ્ધિ ફરી, હય ચડ્યા અભિમાનને એ.
માને ન કોનું, શુભ આપ કર્યુંજ માને,
નિર્દોષ બાલક ઘણાં ભૂલમાં દળાશે;
હું ચાહું છું જીગરથી મૂગલી વિભૂતિ,
ચાહું છું હું હૃદયથી નૃપતિ શિવાજી.
આ ઊરનો ઉમળકો ન કદા વળ્યો છે

કો ઉપરે બહુ બહુ કૂટીને મર્યા જે;
જાણું શિવાજી મુજને કદી ના ગ્રહે એ,
જાણું, પિતા નવ કદી નિજ હઠ છાંડે.
લગ્નાઊંના કદિ ભલે બની સ્થિતિ એવી
છે સૌ મનુષ્ય સરખાં પ્રભુ આંખમાંહી;
છોના બને મનુજ યોજિત માર્ગમાંહી,
એને બચાવું ઉરનો શુભ માર્ગસાહી. ૩૬
શો દેહ આ મુસલમીન, વળી શું હિન્દુ,
આ વૈરી, આ સ્વજન, આ કુલ છેક નીચું;
આ પાતકી, અરરર આ વળી અન્ય ધર્મી,
એવું ગણી પ્રભુતણી સુઇચ્છા હણાતી. ૩૭
આહા મનુષ્ય ધરી આમ દુઃખી થતાં છે,
એ ભૂલમાં ગભરૂ ઉર ઘણાં હણાએ:
છે ઇશની નજરમાં સરવે સમાન,
એની નથી નજરમાં ઊંચ નીચ નામ. ૩૮
જે ઉર ઉર સહુ સત્ય ગ્રહી પળે છે,
જે પાતકી હૃદયથી ડરતાં રહે છે,
જે નેક પ્રેમ શુભ જ્ઞાતિ તણાં સગાં છે
તે સર્વ એક ધરમી પ્રભુ આંખમાં છે. ૩૯
હિન્દુ નથી મુસલમીન નથી હું આંખે,
ઇમામ રામ સહુ માર્ગ નથી હું આગે,
આવું હું ઉર મૂલથી વહતાં શીખ્યું છે,
અન્યાય ભાઇ નિરખી સળગી મરે તે. ૪૪
કોઇ પ્રકાર કરી આ મમ વાલ માને
રક્ષી લઊં ઝુલમથી, ઊર હામ ધારે;

નૈસર્ગ્યે આ હૃદય એ નૃપનું ઠર્યું છે,
એના વિના નવ બીજા સહુ એ ભીંજાએ;
મેં તો નકી દઢ કર્યો ઉરનો ઠરાવ,
વિના શિવાજી વરવું નવ કોઇ સાથ,
એ માહરા હૃદયનો અધિદેવતા છે
એ માહરા જીગરની મીઠી શાન્તિ સાચે. ૭૭
ઇચ્છા શી છે? વચન અમ્બરનાથ કેરૂં
થાયે છ ફોક મુજ તાત થકી અમૂલું.

અનુષ્ટુપ—

વદતી આમ બાલાના અશ્રુ નયનથી ઝરે,
"શાન્ત થા શાન્ત થા બેની," અમ્બર સુત બોલી રહે.

શિખીરીણી

અરે બેની સાચું, વચન તુજમાંથી વહતું આ,
કરે છે એ પિતા મૂગલ બગીચો તો ઉજાડ થોં;
નથી કોની એ તો હિત શીખ જરી ઉર ધરતા.
બૂરે ટાણે બુદ્ધિ પણ બૂરી થતી સત્યજ સદા,
હુતા વ્હાલી બેની મુજ મગજના ઘાવ વસમા,
હતું મારૂં હૈયું ભડ ભડ થતું આ નિરખતાં;
કરૂં શું હું? વચન પિતનું ફોકજ કરૂં ?
શિવાજીને રક્ષી ફરજ મુજમાં હું પરવરૂં ?
કર્યું તું મેં નક્કી પ્રહર સહી દિલ્હી પતિ કને
જઇ યુદ્ધે રાચું, વચન પિતનું સત્યજ ઠરે.
લઉં રક્ષિ એને, અગર સમરે પ્રાણ હું તજું
તુટે નાની નીતિને સ્વરગ સહવાસી બની રહું,

પરન્તુ તેં આપી, શરવી દીધી મારી અગનછે,
અહા બેની! બેની! હૃદય મહીં આશું તરવરે!
કહે તે કરવાને સજ છઉં હુવે વ્હાલી ભગિની!
તને સ્ફુરે ઉરે સરવ શુભ, શંકા નથી જરી."
"નહીં બન્ધુ મારા," સિંહસુત હજુ જ્યાં વદી ઉભો
કંઇ આનન્દોમાં પુલકિત બની છે નિગળતો,
"નહીં બન્ધુ મારા લગીર કરવું કાર્ય સહસા,
મરો કે મારો એ સરવ સરખું આ નજરમાં.
લહો રસ્તો એવો સરવ ઉગરે, પાપ અટકે,
અને એ વ્હાલો એ ભય રહિત હ્યાંથીજ સટકે.
કહો તે કરવાને સજ છઉં બચે જો મમ હૃદું
દઉં હોમી મારા સરવ અહીં પ્રાણો નકી વદું;
બચે એ વ્હાલોને, મૂગલ પણ સર્વે બચી રહે,
ભલે વ્હાલો મારો, રમણી નિજ સંગે ઉરભરે.
અહિં એનાથી છે મમ હૃદયને શાન્તિજ બહુ,
મરુ ભુમિમાં એ શીતલ જલ ઝીલી સુખ લઉં;
પરન્તુ હું અર્થે જીવનતણી દોરી મમ ભલી
તુટી જાયે હ્યાં ને નિરખી સળગું હું અતિ અતિ.
પુરાયે એ હ્યાં ને કઠિન દુઃખ રોજે સહી રહે
દિવાનું આ મારૂં દિલ સુખ ચહે ત્હોય નિરખી
ભલેને આ મારૂં સરવ સુખ ભસ્મીભુત થતું,
ભલે ને આ ઊરે વસમુ વળી ભાવી ઉલટતું,
ભલેને આ સાટે સ્વરગ સુખ સર્વે લય થતું.
બચે જો વ્હાલો તો સરવ સજવા તત્પર છઊં.

અનુષ્ટુપ.

બોલતી બોલતી બાલા સ્તંભી આવેશથી ગઇ;
ઉરમાં ઊભર્યા ભાવો, વધારે વદી ના શકી.

વસન્તતિલકા.

"ચાલો સખી અહીં થકી મળવા શિવાજી,
એ બુદ્ધિશાળી નૃપને પૂછીએ શી સરજી
તે જે કહે ત્યમ કરીજ કૃતાર્થ થૈયે,
એ ભૂપતિ અતિ વિલક્ષણ સત્ય કેશે,"
ના ભાઇ હું કદી સળું તુજ સંગ ચોકખી,
ના હું જણાવું ઉરમાં મુજ પીડ એની;
એ ઉરનું શુભ કરૂં મન દેહ અર્પી
હું તો બજાવું મુજ ધર્મજ જીવસૂધી.
જે ઉરનો ધરમ તે ઉર ખાસ લેશે,
એમાં ન જોર કદી કોઇ તણુંજ ચાલે.
જેનું ઠર્યું હૃદય તેહશું તેહ ન્હાશે
છો જૂજવું વસી વસી રખડી મરે એ.
જાઓજ આપ, કરૂં કાર્ય પરોક્ષ રીતે,
શી આશ એ હૃદયમાં નિજ મોક્ષ સાટે,
શી આશ એ હૃદયમાં મુજને જણાવો
એ કાજ ખાસ સજ છું સહવા હું કષ્ટો.
આવીશ સાથ–પણ એહ નૃપાળ પાસે
આવીશ ના–પણ ઠરી રહી ત્યાં અવાસે
નિર્ખીશ હું શ્રવણ ઉરની સાથ અક્ષિ
ઠારીશ ભાઇ ઘડી ત્યાં મુજ પીડ વામી.

### અનુષ્ટુપ.

બાલા એ એમ બોલન્તી અમ્બર સુતને પાઠવી,
ઉરના ઇશની પાસે પોતે એક સ્થલે ઠરી.

### વસંતતિલકા.

જામેલ છે સૂર મધુર વીણાતણા ત્યાં
પીયૂષના અખુટ મેઘની ચાલી ધારા;
શું ઉર એ સૂર તરંગ મહીં તરે છે,
રેલી સ્થલે સ્થલ નવા રસને ઉછાળે.
શી શી ઉઠે હલકને ,મીણુ થાય શા શા !
શી શાન્તિની ઝરણ ત્યાં વરસે મજેમાં !
ભીંજાવતી અખિલ વિશ્વ કણે કણોને,
ઉપાધિ વ્યાધિ સહુ દૂર ફરે અત્યારે.
શા ભાવથી અહીંજ અમ્બર બાલ આવ્યો ?
શી અમૃતી મૃદુ મૃદુ ઝણમાં ભીંજાયો !
બાલા ઉરે પણ થતું કંઇનું કંઇ છે,
એ તો પીયૂષ વહને વહતું થયું છે.
ક્યાં એ ગઇ હૃદયની સહુ પીડ કારી ?
રે પીડ શાની ? ઉરને જહીં હાથ લાધી.
મીઠી અમીરસ ઉછાળતી વ્હાલી વીણાઃ
તે એ વળી હૃદયનાથ કરે મજેમાં,
ઉભો છ યોધ સૂણતો ઉર ગુંજ જામે,
ઉભી છ જેબૂન તહીં ગળતી જતી, ને
ભૂલી ગયાં સરવ આત્મ દશા બિચારાં,
તે સૂર-પૂર મહીં છેક તણાઇ ચાલ્યાં.

ત્યાં ઉભર્યું મધુર ગાન વીણા ઉરેથી
કે ભક્તિ, શક્તિ, તણી શું પ્રતિમા રૂપાળી
ઉશ્કેરતી હૃદય સંગ થઇ ગયો કે
યુવાન જે વિષમ પીડ ઉરે ધરન્તો.
વ્હાલી વિના જીવ અતિ અકળાય,
ઉછળી ઉર તહીં ધાય —વ્હાલી.
આ અન્ધારી રાત્રિમાં ચમક તારલા થાય,
રઢિઆળાં પ્રિય નયન તે મારા હૃદયમાં ઉભરાય
અરે હ્યાં રહું કેમ જીરવાય —વ્હાલી.
ફૂંકે પવન સુસવાટમાં, ખરખર તારક થાય;
વૃક્ષ વૃક્ષ ઝપટી રહે આમાં કંઇ ન શુદ્ધ જણાય.
દેવીનું સ્મરણ સત્ય મનાય —વ્હાલી.
ચોદિશે જંગલ પડયું, વિષમ ઉઠતા નાદ;
દૂર ઊંડું ગર્જન ઉઠે, દુઃખી પ્રિયા ઝુરે મુજમાટ,
કહું હ્યાં કોને ઉરની વાત. —વ્હાલી.
કોદી છુટાં ના પડયાં નેત્રે નેત્ર મળેલ:
એક બીજાની ગોષ્ઠીમાં શાં ઉરતો રેલમછેલ.
હવે કયાં વળગી રહે મુજ વેલ ?—વ્હાલી
દેશ ભક્તિ શું આ ઠરી? ખરી તો આવું કેમ?
અરે જીવા ધિક ધારના, એમાં પ્રભુની ઊંડીનેમ;
પાપી આ વિચાર ઉઠિયો કેમ?—વ્હાલી.
સેના પડી આ વેરીને બ્યુગલ કરે હોકાર:
ઠાર ઠાર ધ્હેશ સજડ કરે પેરેગીર પોકાર:
ગણું ના એને હું તલભાર —વ્હાલી.

આ સઘળું સહી હું રહું, વસાવું આ હું મુકામ.
કટુ વચનોયે સહી રહ્યોઉરે હજુ મળવાની હામ,
ગજવવું હજુય દેશનું નામ.—વ્હાલી,
સાહસથી તૂટી પડું મરૂં મારી અનેકઃ
પણ એ રસ્તો ઠીકના,એમાં શી બુદ્ધિ શું વિવેક!
દેશની પાયમાલી એ છેક. —વ્હાલી.
આ મૂર્તિ સામે ઉભી કહેતી દીસે કાંય,
" વ્હાલા સુંઝાવું નહીં એમાં દેશનું ભાગ્ય સુહાય,
હારવું વીર ! ન ઉર જરાય. —વ્હાલી.
દુઃખી છે દેશી બન્ધુઓ, બચાવી લો દિલદાર,
શબ્દ એક આવા પરે છો વિપત પડો શતધાર.
દિલે આ નથી તેની દરકાર. —વ્હાલી.
કોણ ગણે છે દુઃખને સુણી દેવીનાં વેણ,
સરવ ઘાવ રૂઝાવતાં આ અમી વરસતાં કેણઃ
કેવાં આ અમી વરસતાં નેણ! વ્હાલી.
દેશ ધર્મને કારણે ઉપાડવી તલવાર,
પછી પિંડ છોને પડે પણ કરવો છેજ ઉદ્ધારઃ
ખથાવી પડે શું જુલમગાર!—વ્હાલી.
સદા વસો ઉર રક્ષતિ, મૂર્તિ વસી ઉર આય.
દેશ તણું કલ્યાણ જે મને સૂચવે આસ સદાય,
સ્વર્ગ સમ શાન્તિ પૂરતી હાંય. વ્હાલી.

## હરિગીતી.

"ને જાય શાન્તિ પૂરતી" એ શબ્દ સાથ શમી રહી
વીર વીણા ભૂપર તો ધરી ઘડીમાં ગયો બહુ બહુ રમી.

અવર્ણ્ય મીઠા સુખમાં કંઇ શાન્તિનાતો ઓધમાં.
કંઇ લ્હેરમાં લસતો રહ્યા જાણે પંડયો રસગંગમાં,
શી નેત્રમાં ઝળકી પ્રભા; શી ઉરમાં ઉભરી રતિ;
શા ભાવ ધારી મુખડું આનન્દમાં વહતું અતિ ?
કારાગૃહે આનન્દ–ગૃહ થઇ છે પડયું ઘડીની મહીં
પલટાય ઉર તે કેમના જ્યાં પ્રેમ કેકા ઉભરી ?
શી હોંશ જેબૂનના ઉરે; શું શું તણાતું તે થયું,
જાણે ભળી આ ઉરમાં પૂરાઈ ત્યાં ને ત્યાં રહ્યું.
ઘડીમાં ઉઠયો એ ભાવ નાના એમ કરવું ઠીક ના.
એ ઉભય પ્રેમી પંખીડાં પોષું સદા રક્ષી હવાં.
આ પ્રેમની દાસી બની મમ જીવન તે શું સાંકળી
એવું કરૂં કે હૃદયવલ્લભ ઉગરે આ પાશથી;
જોઉં હવે એ વદે શા શા ભાવ એ ઉરમાં વસે.
લ્હેશે અમીનું ઝરણ અમ્બર બાલ સાથે તો હવે,
ઉર એમ લઇ ઠરી બાલકી ને રામસિંહ પણ ચિંતવે.
જેના ઉરે સૂરના તરંગો મૃદુ મૃદુ આવી અડે.
નિમગ્ન છે અમી લ્હેરમાં કયાં આવિયો શું કામ છે?
એનું રહ્યું ના ભાન એકો ભાવનામાં મસ્ત છે.
ઘ્રામીયો અમૂલો સૂરજ્યાં જાગ્યો પછી નિદ્રા થકી
શા શા વિચારે ચડી ગયો ચળ ચોધ તેતો ત્યાં ટકી?
"શી મુગલ નૃપ ગાંડાઇ છે કેવું સજે છે કાર્ય એ
પાપી વિચારે પરવરી નિજ પાશમાં પોતે પડે.
જેના ઉરે આ દેશ દાઝ, સુધર્મ હોકારા કરે
જેની સદા ભવતારણી માતા રહી રક્ષા કરે

જેને રહ્યું છે હૃદય રત્નજી સર્વદા ઝળકી ઉરે,
એવી સાવથી એ દીલને જે સર્વદા ધોતું રહે.
એ ગૃહિણી એ ઉરનીજ લક્ષ્મી ચોધની નેતાણની
તેને ફસાવી કેમ ફાવે મુગલ પાપી નારકી
ભડભડ થશે આ નયન-જવાલે મુગલ ઇન્ધન પલકમાં
તેનેજ કરવી સ્હાય એમાં સત્ય સચવાશે સદા.
જેબૂન ઉર એનું થયું એ સરિત્‌માં વહેતું થયું,
છે એ દુહિતા મુગલની તોયે ન ત્યાં તે રજ ઠર્યું;
કાંકે અમૂલું રત્ન તેતો રત્ન શું રાજી રહે
નવ કીચડ કે ક્રૂર કોયલા, એને જરા બદલી દીયે.
એવું ધરી ઉરમાંહી ચોધો આવીચો નૃપની કને.
"જયરામ-જયજય રામ"મીઠી ગિરા જે ત્યાં ઉભરે.
શું રામસિંહ પ્રિય આંહી? આવા સમયમાં કોકયમ મને
શી ઉરમાં અભિલાષ બોલો બાલ અસ્બરના હવે ?
હું જાણતોતો પ્રથમથી, ગ્લાનિ તણું કંઇ કામના
એ દુષ્ટ મુગલ ફસાવશે સંદેહ એમાં ના જરા"
બોલ્યો સહર્ષે ચોધ દક્ષિણ પીડ ઉરમાં ના ધરી
ગદ્‌ગદ્ થઇ રહી રામસિંહ નમતો રહ્યો ત્યાં ઉચ્ચરી.
"હે ચોધ દક્ષિણ; તે સમે જયારે ફસાવ્યા આપને,
મુજ ઉરમાં વસમી ઉઠીતી હુતાશ જોઇ કાર્ય એ.
મુજ અસિપરે કરતો ચડયોતો હણું હમણાં અન્ધ આ
પણ આપમુખ નિહાળતાં મુજ શમી ગઇ સહુ યંત્રણા.
મેં જોયું ત્યાં તે મુખપર, સહસા ન કરવું કાર્ય એ,
પણ સમયને દઇ માન, ઘડીભર જોવું શું શું થાય તે.

આવ્યો અહીં હે યોધ! કરવા સજ્જ છું જે જે કહો
આ શરીર મન આ વીર્ય વશ છે આપને, આજ્ઞા કરો."
દક્ષિણ યોધ વદ્યો તહીં, 'તે ઠીક કરીયું છે તમે,
તે સમય નો'તો યુદ્ધનો સૌ શુભ સુઝીયું તે સમે.
પણ એક કાર્ય કરો હવે મળી મુગલ નૃપને તો તમે,
મુજ સૈનિકોને મોકલો મહારાષ્ટ્ર એ ઉર આશ છે.
પછી હું સજીશ જે માર્ગ સાધ્યજ છુટવા આપાશથી
એમાં લઇશ હું મદદ જોશે સમયને રુચતી અતિ.
બન્ધુ કરો નકી આટલું, ઉરમાં પીડા લવ ના ધરો,
પિતુ વચન પળીયું છે હવે, દઇ થાપતો જાશું અમો.
એ યોધ ખાતર આવીયો એ યોધ ખાતર જાઉં છુ
શીખવી દઉં એ મુગલને વિન તાતના બનતું કશું.
છું દાસ આર્યતણો સદા, લઉં રક્ષી એને સર્વદા,
દેવી ભવાની માત શુરૂની અક્ષિ વરસી રહી કૃપા;

અનુષ્ટુપ—

શમીયો યોધ બોલી છે રામસિંહ પછી નમી,
હર્ષથી આવીયો હર્મ્યે જેબૂને તહીંથી ગઇ.
આલમગીરની પાસે ગોષ્ટી પ્રભાતમાં કરી,
દક્ષિણ સૈન્યને ત્યાંથી પળવાની છૂટી કરી.

વસંતતિલકા.

શોકાર્ત યે સરવ સૈન્ય ગૃહે પળે છે
ને શોક—ભાવ પણ ભૂ ધરતી દીસે છે
શોકાર્ત છે જયસિંહ સુણીને સુણીને
એ વૃદ્ધ ઉરમહીં તીવ્ર ધૂણી જળે છે.

" હું વેણથી અરર ! એ નૃપ ત્યાં ગયો રે
પાપી ધરી અધમ માર્ગ અરે ! ફસાવે; "
એવાં ઉરે અતિ સ્મરી સ્મરી કાર્ય બૂરાં,
યોધો કરે હૃદયના પણ છેક ચૂરા.
વિદેહ છે થઈ ગયો બહુ હાથ મારી
એ રામસિંહ ઉરમાં રહી પીડ કારી.
નિત્યે જપે હૃદયમાં. " કયમ હું બચાવું
આ રાજવી, પિતુતણી ઉર હામ પાળું "
નિત્યે જઈ નૃપકને "કંઇ કામ સેવા
સોંપોજ બન્ધુ " વદતો ઉભરી હૃદેમાં
છે એક દિન કરી સૌ ઉરનો પ્રકાશ;
દક્ષિણ રાજ જણવે ઉરનીજ આશ.

## અનુષ્ટુપ—

જોઈતી ચીજ સોંપી છે દિહ્લીશ્વરને વિનવી
અન્ધ એ તીવ્ર બુદ્ધિનો ના સમજી શકતો જરી.

## વસંત તિલકા.

જેબુન્નિસા સમું ફુલું ફુલડું ભજેનું
દિહ્લીપતિ તણું રહ્યું ઉર છે ગૃહન્તુ.
એ ફૂલતો સરવદા પૂજતું થયું છે.
જે યોધ બન્ધન પડયો રહી સેવી તેને.
એ રાયનું ઉર ઠર્યું અહીં આ હૃદામાં.
એ રાયની સરવ ઉર ખુમારી આમાં
શું શું ફસાવી શકશે નૃપને અહીં તે ?
યત્નો વૃથા સરવ છે—મૂરખાઇ આ છે.

અન્ધાર ઘોર અતિ આભ ઉરે ઠર્યું છે
દેખે ન આપ કંઇને ભયનું ભર્યું છે,
તેને હિલાવી જયમ વિજલડી દ્રવાવે
તેવીજ જેબૂન દિહ્‌લી પતિને ગૃહે છે
સોંપે ન કેમ પછી જે ઉર આશ ધારે,
એથી શું છે જગતમાં કીમતી અત્યારે.
જોઇતી ચીજ અરિને અરિ આપી દે છે,
જેબૂન સાધ્ય ઉર ક્રૂર હતું જ, માટે.

**અનુષ્ટુપ.**

મધ્ય છે રાત્રિ જામેલી સરિતાને ઊપકંઠ ત્યાં
યોધ કો ચાર ઊભા છે એકદા કંઇ આશમાં.

**શિખીરિણી.**

વહેછે રાત્રી તો તગ તગ થતી કાજળભરી
સરિતા છે વ્હેતી ગભીર ઉરને તો હીલવતી.
વહેવાયું ધીમે ઘડિક વળી છે પૂર ઘડીમાં
વહે ત્યાં બાલાનું હૃદય સમભાવી સરિતમાં.
ઘડીમાં ઊંડાણે ઝબુકી ઝબુકી વિજ વિહુરે
અને વાયુ ઉરે સુઉઉ કરતું કાંઇ ઉભરે
ચડયે જુસ્સો ઉરે મધુરી ઝટ કેકા ઉછળતી
અરે ! એ બાલાના હૃદય પટને તો હિલવતી !
સરે છે ધીમેથી સરિત ઉરમાં નાવ રૂડલું
ફરેછે ઉલ્લાસે કંઇક અભિલાષે નિગળતું
ઘડીમાં સ્તંભેને સરિત ઉરમાં તો ટશી રહે
ધીસી ધીમી લ્હેકી રમત કરતી એ હિલવી દે.

તગે છે તારા શું સ્ફટિકમણિમાલા ઉર ધરી
સરિતા આ આજે સળતી સખીને હોંશની ભરી.
ઘડિમાં બાલાનું હૃદય ઉછળ્યું ત્યાં નિરખતાં
પ્રીતિ તારો રૂડો જળહળી જતો શું સરિતમાં!
સુણે છે કોકિલા મધુર સૂર જે ત્યાં વહી રહે.
કંઇ સૃષ્ટિ ઉરે થનથન થતું મોહજ ભરે.
તણાએ છે તેમાં સરવ ઉરના ભાવ રૂડલા.
મધુરાં કોકિલા-મયૂર સુણતાં સ્તબ્ધજ થયાં.

સારંગ હીંચ દાદરો.

પ્રેમ હીરલોરે પ્રેમ હીરલો.
કેવો ઝળક ઝળક થાય—પ્રેમ હીરલો
નયન ઠારે રે ઉર ઠારે
પણ ઝાલ્યો ના ઝલાય-સારા ઉરમાં ના ભરાય. પ્રેમ.
રમે લહરી તેની સંગ, મીઠી છોળ ઉર અભંગ,
સરિત ઉર દ્રવતી જાય ધરી કેવી આ મલકાય. પ્રેમ.
પૂરે ઉરમાં આ આભ, મળે શો હૃદયને લાભ ?
પણે વીજ શું મલકાય? કેવી હલકમાં છલકાય. પ્રેમ.
વાદલડી ધરે ઉર એને, હૃદય રંગ જાસે જોને,
પેલી હુકળી કોકિલ ગાય, ટેકો મધુર રવ શો થાય.
પ્રેમ હીરલો.
મૃદુ તરંગમાલા જામી, સરિત ઉરમાં અભિરામી,
મળે હૃદય હૃદયરાજ, ઉરે ઉરશી ગુંજ આજ.
પ્રેમ હીરલો
સારૂં હોત હું આ લ્હેરી, સારૂં વાદળી અલબેલી;

અન્ધાર ઘોર અતિ આભ્ર ઉરે ઠર્યું છે
દેખે ન આપ કંઇને ભયનું ભર્યું છે,
તેને હિલાવી જયમ વિજલડી દ્રવાવે
તેવીજ જેબૂન દિહ્‌લી પતિને ગૃહે છે
સોંપે ન કેમ પછી જે ઉર આશ ધારે,
એથી શું છે જગતમાં કીમતી અત્યારે.
જોઇતી ચીજ અરિને અરિ આપી દે છે,
જેબૂન સાધ્ય ઉર ક્રૂર હતું જ, માટે.

**અનુષ્ટુપ.**

મધ્યં છે રાત્રિ જામેલી સરિતાને ઉપકંઠ ત્યાં
યોધ કૌ ચાર ઉભા છે એકદા કંઇ આશમાં.

**શિખરિણી.**

વહેછે રાત્રી તો તગ તગ થતી કાજળભરી
સરિતા છે વ્હેતી ગભીર ઉરને તો હીલવતી.
વહેવાયું ધીમે ઘડિક વળી છે પૂર ઘડીમાં
વહે ત્યાં બાલાનું હૃદય સમભાવી સરિતમાં.
ઘડીમાં ઉંડાણે ઝબુકી ઝબુકી વિજ વિહરે
અને વાયુ ઉરે સુઉઉ કરતું કાંઇ ઉભરે
ચડયે જુસ્સો ઉરે મધુરી ઝટ કેકા ઉછળતી
અરે ! એ બાલાના હૃદય પટને તો હિલવતી !
સરે છે ધીમેથી સરિત ઉરમાં નાવ રૂડલું
ફરેછે ઉલ્લાસે કઇંક અભિલાષે નિગળતું
ઘડીમાં સ્તંભેને સરિત ઉરમાં તો ટશી રહે
ધીમી ધીમી લ્હેંકી રમત કરતી એ હિલવી દે.

તગે છે તારા શું સ્ફટિકમણિમાલા ઉર ધરી
સરિતા આ આજે મળતી સખીને હોંશની ભરી.
ઘડિમાં બાલાનું હૃદય ઉછળ્યું ત્યાં નિરખતાં
પ્રીતિ તારો રૂડો જળહળી જતો શું સરિતમાં!
સુણે છે કોકિલા મધુર સૂરજે ત્યાં વહી રહે.
કંઇ સૃષ્ટિ ઉરે થનથન થતું મોહજ ભરે.
તણાએ છે તેમાં સરવ ઉરના ભાવ રૂડલા.
મધુરાં કોકિલા–મયૂર સુણતાં સ્તબ્ધજ થયાં.

**સારંગ હીંચ દાદરો.**

પ્રેમ હીરલોરે પ્રેમ હીરલો.

કેવો ઝળક ઝળક થાય—પ્રેમ હીરલો
નયન ઠારે રે ઉર ઠારે
પણ ઝાલ્યો ના ઝલાય-મારા ઉરમાં ના ભરાય. પ્રેમ.
રમે લહરી તેની સંગ, મીઠી છોળ ઉર અભંગ,
સરિત ઉર દ્રવતી જાય ધરી કેવી આ મલકાય. પ્રેમ.
પૂરે ઉરમાં આ આભ, મળે શો હૃદયને લાભ?
પણે વીજ શું મલકાય? કેવી હલકમાં છલકાય. પ્રેમ.
વાદલડી ધરે ઉર એને, હૃદય રંગ જાસે જોને,
પેલી હુકળી કોકિલ ગાય, કેકા મધુર રવ શો છાય.
પ્રેમ હીરલો.
મૃદુ તરંગમાલા જામી, સરિત ઉરમાં અભિરામી,
મળે હૃદય હૃદયરાજ, ઉરે ઉરશી ગુંજ આજ.
પ્રેમ હીરલો
સારૂં હોત હું આ લ્હેરી, સારૂં વાદળી અલબેલી;

સારૂં ભાગ્ય જો તરંગ, રમત ઉરશું ઉર અભંગ.
પ્રેમ હીરલો.

આબ સૂજાઇ કદી હોત, પૂરી ઉર એને જોત;
પણ બની મનુષ્ય હાય! અગનમાં હું હોમું કાય.
પ્રેમ હીરલો.

વણી બની હું નૃપવર બાળી ઉત્તમ લોકમાં લેખાણી,
ઉત્તમતા શી મારી હાય! ઉર ઉર ના ધરાય.
પ્રેમ હીરલો.

## વસન્તતિલકા

ધીમી ગતિ કરતું નાવ તહીં સરે છે.
આલી ઘડી ઘડી વળી ઠરતું રહે છે;
એને રહ્યું નથી જરી ઉરનું જ ભાન,
કો લક્ષ વિણ ફરતું લહી દિવ્ય તાન.
ઉભા છ કંઠ નદીને ભડ વીર ચાર,
જાએછ વાટ કંઇની કરવાજ પાર;
દેખાય ત્યાં કંઇ નહીં. મનડું મુંઝાયે
ને જાય કાળ ત્યમ કૈં ઉરમાં ભરાયે.
"રે નાવના? પ્રહરમાં સહુ જાણ થાશે;
છે રાત્રિ થોડી યુગલો કદી આવી જાશે;
આતો ખરે ફસવતો વિધિ એમ લાગે
ના હોય કોણ્ઠી અહીં તો અવળું અત્યારે.
આવે કદી અરિ નથી પીડ કાંઇ ઉર,
યુદ્ધે સહુ સજ થશું મળવા જરૂર;
રે હોંશ તોય ઉરની સહુ નષ્ટ થાશે;

કાંકે નહી ધરમ દેશ ઉદ્ધાર હોશે.
ત્યાં છે સ્ફુર્યું હૃદયમાં શુભ રામનામ.
ઉભા ગુરૂ પલકમાં પુરતા શી હામ?
"ના ના કદી નવ બને ગુરૂ વેણ મિથ્યા."
બોલ્યો સપ્રેમ નૃપ હોંશ ધરી હૃદેમાં
તાનાજી! આ અહીં પળી રૂડલું શું આવે?
શું રામસિંહ! પ્રભુ આપ અહીં પધારે?
કેવું સરે નદી ઉરે અતિ લ્હેર લેતું
નૌની સમું પ્રલયમાં અહીં આ ફરન્તુ?
બોલેછ ત્યાં ઝટ અડયું શુભ નાવ આવી
નાવિક બાલકી સમું કંઇ દિવ્ય ધારી.
કર્તવ્યને વશ થઇ પિતુ ન્હોય તેથી
"બેસો પ્રભુ વખત જાય" વદી મજેથી.
બેઠા તહીં ઝટ અને ઝટ નાવ ચાલ્યું
નાવિકના હૃદયમાં કંઇ રમ્ય છાયું;
શું શું થતું નવ શિવાજી ઊરે કળાય,
કોઇ અકથ્ય સુખમાં પણ તે તણાય.
અદૃષ્ટ છે કુસુમ અન્ધ અતિ નિશા છે
છોડે સુગન્ધ ઉરથી સઘળી દિશાએ.
તાણેછ ઊર મધુરાં મહુકી રહીને
તેવું શિવાજી ઊર નાવસખી હુરેછે.
શા શા અહા મૃદુ ઉરે ઉઠતા તરંગ!
શો જામતો પળપળે મધુરો ઉમંગ.
ધીમી ધીમી ગતિ ગ્રહી સરી જાય નાવ,

નાવિક તો ગરક લ્હેર મહીંજ સાવ.
ઉઠ ઉરે " અહીંજ આ સરિતા મહી હું,
આ નાવના અમી ભર્યા ઉરમાં પૂરાઉં.
આ વાયુ આ સરિત—આ નભ તારલાનો
આ છોળ આ જલતણી અહીં આ બધાંનો,
હું તો બની હૃદયદાસ રહું અહીંઆં
પોષું તરંગ ઉરના ? બિજું જીંદગીમાં
શું છે રહ્યું ? સ્વરગમાં પણ શું રહ્યું છે ?
આ દિવ્ય બાલકી સહે સુખ શું ઉણું છે ?
છે છે ઘણું સુખ રહ્યું ગરીબો મહીં આ
શા સ્વર્ગને ખડું કરી રમતી ફરે આ ?
તેનેય દુષ્ટ યવનો દમતા હશે રે,
તેનેય ઘોર જુલમો દળતા હશે રે
અમૃત વાહી હૃદયાં વળી સાવ સાદાં
આ બાલકીશિર સમાં ગભરૂ ઘણેરાં,
હોશે અરે યવન ચક્રિ મહીં દળાતા !
કુસુમડાં અગનમાં જલતાં અમૂલાં !
રે હાય દેશ ? જુલમે વરતાવીયું છે
સામ્રાજ્ય આજ—સહુ વીર્ય વહી ગયું છે.
હિન્દુ થયા, નૃપ થયા હિજડા હવે તો.
જૂએ અને નવ કરે કંઇ યત્ન પૂરો,
તાપે તપી નૃપ કરે અમી કેરું સ્નાન
બાલા તણી હૃદય છોળ ઉઠે મહાન
તેમાં ; અને હૃદયથી ઉષમાં પ્રચંડ

છોડે અતિ નયનથી કરી દિવ્ય પાન.
"છો જાય પ્રાણ પણ યત્ન કરૂં ઘણેરા"
ધારે નૃપાળ બહુ આશ રૂડી મનમાં
ખોલે વળી ઘડિક દૃષ્ટિ નભે જલે છે,
ને નાવ તો ઉર ઉમંગ ભર્યું સરે છે.

અનુષ્ટુપ.

આવીને નાવ આ થોભ્યું, જાગ્યો વીર વિચારથી
ઉતરી સર્વ ઉભા છે, દૃષ્ટિ બાલા પરે કરી.

શિખરણિ.

પ્રિયે બાલે! તારો ઉપકૃત અતિ છું હૃદયથી,
ઠરી તું તો મારી જીવન તરણી છે પ્રભુ થકી;
તણાએ આ મારૂં હૃદય તુજમાં શું વદી શકું,
ઠર્યું તું છો મારા હૃદય વનનું પુષ્પ નવલું.
પ્રણામો મારા છે જુગ જુગ હજો મ્હેર તુજની,
કદી ફાવ્યો તો તો મળીશ તુજને હું ઉરસખિ?
સલામો મારા આ હૃદય નમનો સર્વ તુજને"
પ્રભુ સુખી રાખો અમર વસતી આશ મુજને."
પડી પાયે યોધો નમન કરતો આ વદી રહ્યો,
અને આ બાલાએ ઝટ દઈ ઉઠાવા કર ગૃહ્યો.
"પ્રભુ સુખેથી તો અહીં થકી, પળો મંગળ કરો,"
ભરાયો એ ઉરે અધિક અમુલો રંગ નવલો.
ઉડ્યા સર્વે ત્યાંથી, ઝટ ભળી ગયા અન્ધ નિશમાં
ફરી બાલા પાછી હૃદય ધરતી ભાવ વસમાં;
જઈ હર્મ્યે સૂતી નીંદ જરી નથી નેત્ર ઢળતી,

હજારો વિચારે પ્રણયવશ બાલા સરી જતી.
ઘડિમાં શાન્તિ તો ઘડિક પ્રિયની આશાજ કરે,
કૃતાર્થી માને ત્યાં ઘડિક સહીં અગ્નિ ભડભડે;
" ઉગે છે ઉષા આ પ્રભુ હૃદયને એ નકી મળે;
ન કાં હું તો તેવી, દૂરજ મુજ વ્હાલા થકી અરે "

**સોરઠો.**

અરુણોદય જ્યાં થાય, રામસિંહ ભડવીર જે,
લઇ રાજાને ત્યાંય, કે'તો ઉરની વાત છે.

વસન્તતિલકા.

" નૃપાળ હે ! મુજ ઉરે બહુ કાળથી તો,
છે કૈં વસ્યું પણ કરૂં છ પ્રકાશ તેનો.
જે બાલકી સરિતમાં લઇ નાવ આવી;
નાવિકબાલકી ન એ પણ પ્રેમશાળી
દિલ્હી પતિતણી સુતા તમ કાજ ઘેલી
એ દુષ્ટ મુગલતણા ઉરની સુવેલી
છે છે ફિદા તમ પરે અતિશે થયેલી
છે આપના ઉરમહીં રહી ઉર ઠેલી. "
આ રામસિંહ વદિયો તહીં સર્વ વાત,
નિઃશ્વાસ છોડી કરી નેત્રથી અશ્રુપાત;
બોલ્યો શીવાજી " ગઇ વાત, ગયો સમો છે,
કાંકે થયું મળવું દુર્ઘટ આજ મારે,
દિલ્હી હતી થઇ રહી સુખ બાગ મારે,
તેમાં હતું હૃદયનું છુપું સુખ ત્યારે;
તે શાથી એ કળ હતી નહીં તે સમે તો,
હો ભાવથી ઉર ઝરો વહતો જ'તો તો.

તે નાવ તો મુજ હ્રદું હિલવી દઇને,
શા શા હતું મધુર ગુંજ ઉછાળતું રે;
હાવે પડે કળ મને સહુ એ પ્રિયાથી
એ માહરા જીવનને મળી ગંગ વ્હાલી.
એને ઉરે મુજ વસી ગઇ પીડકારી,
એણે કરી સરવ નિજ ખુમારી ખારી;
એણે કર્યું અધરૂં ભીષ્મ સમુંજ કાજ,
હું માટના ઉર ધરી મુગલીય લાજ;
જો હોત આ પ્રથમથી મુજ ઉર જોતું,
તો લેત સાથ પછી દુઃખ અથાગ વેઠું,
એનાજ કષ્ટમહીં હું દુઃખ તુચ્છ માત્ર,
આ ઉરને નવિન હ્યાં મળીયુંતું પાત્ર.
તે હાય ! અન્ધ મુજથી થયું ધૂળધાણી,
કાળે ગયો મિલન આશ બધી બુઝાણી;
જો હોત લીધી સહતો મુજ વ્હાલી સાથે,
એ રે'તને નગનગો વનકુંજ માંહે,
એને રમાડી મુજ દેવી સમી હું પોષી,
પૂરીજ દેત ઉર આશ રહી અમુલી.
લગ્નાતના ધરમને વશ હોઇ હ્યાં તો,
લગ્નાઇ ઉર ઉર ઠારત રોજ એ તો.
છો એ ઠરી મુગલની દુહિતા રૂપાળી,
ઇસ્લામી આલમ મહીં કદી એ મનાણી,
એ તો અભેદ શુભ માર્ગ મહીં પળી છે,
એ ઉરના ધરમ જ્ઞાતિ ધરી રહી છે.

જે ઉરમાં નથી રહ્યો ફિટકાર ખૂરો,
જે ઉરમાં અખૂટ પ્રેમ ઝરો વહૃતો,
ના જ્ઞાતિ–ના ધરમ–પાર્થિવ દાસના જે
એવાં અભેદ હૃદયાં મુજ ઉર ઠારે.
કે' જો જ ભાઇ મુજ ઉરનું એ પ્રિયાને,
કે' જો કઠિન મળવું અહીં છેજ મારે;
વ્હાલી ! હું કોઇ જુગમાં તુજને મળીશ,
તું ઉરશું ઉર મિલાવી દઇ પળીશ.
કે' જો જ ભાઇ થઈ આ દુનિયાં અકારી,
એમાં રહી ન શુભ આશ અમૃત ધારી;
જેખૂન જો મિલન આ જુગમાં થશે તો;
ખોલીશ આ હૃદયના ભડકા તહીં તો. "
છે બોલતાં નયનથી જલધાર ચાલી,
છે કાંઇ કાંઇ સ્થિતિમાં ઉર રેલ ફેલી;
ભેટી મિલાવી ઉર ઉરશું યોધ બન્ને
જુદા પડયા નયન બ્હાર થઇ રહ્યા છે.
સંતુષ્ટ રામસિંહ છે નિજ દ્વાર આવ્યો,
છે કાર્યમાં ભળી ગયો પળમાંહી યોધો;
આવ્યો શિવાજી નિજ દેશ મહીં ઉલ્લાસે,
આનન્દમાં સરવ મગ્ન થઇ તણાયે.
ભેટ્યો ગુરુ જનનીને ઉરવલ્લભાને,
ભેટયો જઇ સરવ યોધ્ધ દુઃખી સગાંને.
શી ઉરની ઉત્તમ છોળ ધરી ધરીને
મહારાષ્ટ્ર ભૂમિ નિજ જીવનને નિહાળે.

આરમ્ભ્યું યુદ્ધ વસમું મુગલો સહે છે;
ને ત્રાહિ ! ત્રાહિ ! યવનો કરતા રહે છે;
મારે મરે થરથરે અરિ ઉર ચોંકી,
જ્યાં જાય ત્યાં સુભટ માર્ગ રહ્યાજ રોકી.
કો કેસરી વકરિયો અરિ પાશમાંથી
છૂટો થયો બમણી ઉર હુતાશ લાગી;
પાડી દીયે કંઇ ચડે નિજ ચોટમાં જે,
તેવો નૃપાલ મુગલો, સહુ રાડ માંડે.
સુણે દિલ્હીપતિ અને વધતો બળે છે,
"રે હાય' હાથ થકી ભક્ષ ગયો ગયો છે;
તોયે કરૂં ઉજડ દક્ષિણ ભૂ તમામ,
વિનાજ હિન્દુ કરૂં એ ભૂમિ; ઉર હામ.
શું એ શિકાર સટકે મુજ હાથમાંથી ?
ગિરિગુહા, વન, ગઢો કરૂં ધૂળ ધાણી;
એને ન ઠામ ઠરવા તણું હાથ લાગે;
જ્યાં જાય ત્યાં મુગલના ભયથીજ ભાગે."

અનુષ્ટુપ–

ઉરમાં એમ દાઝીને, સૈન્યને બહુ પાઠવે;
યોધ તો ન ગણે કાંઇ, સૌનો નાશ કરી ફરે.

છે કોઇ કોઇ સ્થલમાં વળી તારલાઓ;
વાયુ ઝપાટ દઇ જોમથી, ચાલતો છે,
કે ગૂઢ ભાવ ધરતી વસુધા વહે છે. ૮
સૂતો છ યોધ સ્તવતો ઉર રામનામ,
ઉભીજ આવી સમીપે પ્રતિમાભિરામ.
કોદંડ હસ્ત મહીં મુખથી એમ કે'તી,
"છો વીર મુક્ત તુજ કૃત્ય થકી હવેથી" ૯
ઉઠયો બડાક અવધિ થઇ પૂર્ણ માની,
ઉઠયો ન લેશ ધરતો ઉરમાંહી ગ્લાનિ;
તેડાવીઆ સરવ સામત મંત્રિને ત્યાં,
યોદ્ધા અનેક પલમાં તહીં વીંટ્રી ઉભા. ૧૦
ખુલ્લો કર્યો પછી વીરે ઉરનો ઠરાવ,
ઉભા છે ઉર ધરતા સહુ ઉમરાવ,
મીઠું શું ગર્જન સુણે મયૂરો ઉલ્લાસે,
આનન્દના ઝરણમાં નિજ ઉર બોળે. ૧૧

હરિગીત—

"હે દેશ સ્તમ્ભો! મહારા મહારાષ્ટ્રના વીરો! હવે,
મમ અવધિ પૂર્ણ થઇ દીસે જાવું છ સ્વર્ગે માહરે;
જ્યારે પીડાએ લોક, ધર્મ ડુબી જઇ પાપો વધે,
ત્યારે પ્રભુ પ્રેરે છ કોને રક્ષવા તેવે સમે. ૧૨
ગુરૂ રામદાસ થયા અહીં છે રક્ષી લેવા આર્યને,
તેની અસિ હું ને થયા સહુ આર્ય યોધ અહિંતમે;
કરિયું કંઇ જે જે થયું, સૌ ધર્મ દેશ સુકાજ મેં,
હું જાણું કે આ પ્રહરમાં મમ પ્રાણ ત્યાંથી છૂટશે. ૧૩

હે વીર! મારા વચન સારૂં આટલું ઉર ધારજો,
ગુરુને અનુમોદી સદા, તમ જીવનને સુધારજો.
નિજ ધર્મને ના હારતા, નિજ બન્ધુને ના મારતા,
પણ દેશ ધર્મજ કાજ બન્ધુ જંપતા ના જરી કદા. ૧૪
જ્યારે પીડાતાં લોક ક્રૂર અજ્ઞાની પાપી યવનથી
હોમાઇ જાતી ગાય મહિલા યવનની ધુણી મહીં;
લોપાઇ જાતો ધર્મ દેશ ખુમારી ધૂળધાણી થતી;
ના યોગ્ય છે એ સુભટ બેસે શાન્ત જોતા તે ઘડી. ૧૫
એવું વળી ઉર એ લહે, "નવ લડવું હાવે યોગ્ય છે,
નવ પીડ છે અમ કુલને, નડવું ન કોને તો હવે;
પણ યાદ બન્ધુ રાખજો, સૌને ભલે સૌનું ભલું,
ના સ્વાર્થ સામું તાકતા, એમાં ન શ્રેયજ આપણું. ૧૬
છે યોગ્ય એ શૂરવીરને, જે દેશસ્તમ્ભ ગણાયછે,
નવ જંપવું તેવે સમે પીડ દેશને જ્યારે પડે.
નવ યોગ્ય છે વળી એ જરી પ્રભુ એ બનાવ્યા જેહને
શ્રી શૌર્ય જ્ઞાન તણા, ગ્રહો બેસેજ રક્ષિ આપને. ૧૭
શું સ્થૂલ આ છે કામનું, શું શૌર્ય શી લક્ષ્મી પછી?
જ્યારે પીડાયે ભાઇ જોવું બેસવું આનન્દથી.
હે સુભટ મારા સ્નેહીઓ, હે ધર્મરક્ષક દેશીઓ
લડજો તમો મરજો તમો, પણ જંપતા ના કદી તમો. ૧૮
અસંખ્ય વર્ષ થકી ફરંતા, દ્રષ્ટિ કરતા આભમાં,
ગ્રહ ઉપગ્રહોને દેવ જોશે કાર્ય જે કરશો હવાં.
ફિટકારને તો પામશો, જો હારશો હિમ્મત તમે
વડવા તણાં તો અસ્થિ સર્વે કંપશે તેવે સમે. ૧૯

જે દેશ કારણ દેહ પાડી લડી લડી સ્વર્ગે ગયા
તે વડીલના અસુ હાય મારી શાપશે તમને બધા.
માટે હવે તો સુભટ મારા ધર્મ દેશ સુધારવા,
મરવું ભલે ડરવું નહીં, એ નિયમ ધરજો સર્વદા. ૨૦
ના સ્વાર્થને વશ જરી થઇ કુસંપનેજ વધારતા,
પણ દેશ ધર્મજ કાજ સ્વાર્પણ કરી રહો વીર માહરા!
છે મરણને વશ સર્વ પણ ના કાર્ય વશ છે એહને
સુકૃત્ય અમર સદા રહે, સજવું જ છાજે એજ છે" ૨૧
એવું વદી જંપ્યો, જરી ત્યાં સર્વ વીર ઉભા થઇ,
અસિ કર ગ્રહીને બોલીઆ "નૃપવર! સુણો આ બંદગી
આનન્દથી હે નાથ! જાઓ, મળો પ્રભુને હોંશથી,
નવ જરી ઉરે એ લાવતા મહારાષ્ટ્ર સુત ડગે જરી.૨૨
લડશું અમે મરશું અમે, પણ અન્તકાળ સૂધી અમે,
અમ ધર્મ દેશ તણા અરિને રજરજે નડશું અમે;
ના હાશ કરી એ બેસશે, ના હાશ અમ ઉરમાં વસે.
અરિ દેશ ત્યાગીને જશે ત્યાંસૂધી આ અમ કોલ છે. ૨૩
એવો હરામી કોણ છે, જે સ્વાર્થને વશ થઇ રહી;
સમશેર કરમાં નવ ધરે, અરિ પીડતો નિરખી જરી
અરિ પાશ માં સપડાઇને અમ બાલ બાલકી ને પ્રિયા,
પીડાઇ જાશે તોય લડતા શરણ ના જાશું કદા. ૨૪
દેવી ભવાની માતના ને અસિ તણા કસમો લઇ,
હે નૃપ! અમારો કોલ આ મરશું શરણ જાશું નહીં,
નવ નયનને પણ ઢાળશું વ્હાલાં તણાં સુખ ઉપરે,
પણ આપ આશાજ તૃપ્ત થાવા રજ રજે નડશું અમે.૨૫

માલિની—

ઉર તણી સહુ ઇચ્છા આમ ખુલ્લી કરીને,
ભડવીર અહિં ઉભા યોધ શિવાજી સામે;
હૃદય મહીં ઉછાળા કારી તો વ્યાપિયા છે,
કંઇ અગનજ ઊંડો ઉરમાં ધૂંધવે છે. ૨૬
સમય નજીક વહે છે કેશરી એમ જાણી,
લીલ ફુલ પત્રોની હોય શય્યા બિછાવી;
ફરી શયન જુએ ત્યાં દૃષ્ટિ લાંબી કરીને,
ઉરપર ઝટ ચાલે સર્વ છે વિતિયું જે. ૨૭
દૃગ મીઠી મીઠી નાંખી સર્વ નિહાળી લેછે,
અનહદ ઉર ભાવો તેમ તો ઉલરે છે;
ઊંડું ઉદધિ ઉરે છે ઘોર તોફાન ઉઠ્યું,
પણ જરી ન જણાવે, શાન્તિમાં હોય સૂતું ૨૮
સિંહ ઉદધિ સમો હ્યાં, આ અહા! આર્ય વીર
ફરી શયન રહ્યો છે નિર્ખતો સર્વ ધીર;
શરીર ગયું તવાઇ, વ્યાધિએ છેક ઘેર્યો,
વળી ઉલટથી બોલી છેક છે થાકી એ ગયો. ૨૯
પણ વળી ઉર ઉઠી કાંઇ ઇચ્છાજ ઊંડી,
ખળ ખળ ઝટ ચાલી, રેલ શું જાહ્નવીની
નભ અમી વરસેને ચાતકું જેમ ઝીલે;
કુદરત ભટ સર્વે શુણતાં દીલ હીલે. ૩૦

સોરઠો—

ઊંડો ઉઠ્યે ભાવ, શય્યામાં બેઠો થઈ,
બોલે યોદ્ધો વાણ, સુભટ શુણે કંઇ કંઇ થઇ. ૩૧

## શાર્દૂલ—

હે વ્હાલા! મમ જીગરે વસીરહ્યા મારાં સહુ સામતો
યોદ્ધા દક્ષિણના સ્વદેશ હીરલા છેલ્લા પ્રણામો, સુણો.
ના શંકા તમ વીર્યની જરી મને, શંકા નથી ભક્તિની,
શંકાતો નવ સંભવે લગીર હે ઊંચાજ રત્નો મહીં. ૩૨
જ્યાં જ્યાં યોધ્ધ પળો તહીં જય થશે અમ્બા ભવાની થકી,
રક્ષા તો કરશે સદા તમ તણી કોદંડ ધારી હરિ.
રક્ષા તો ગુરુ રામદાસ કરશે જ્યારે હૃદું હારશે;
છે કલ્યાણજ કારીએ સરવનાં ઉરો ગુરુ ઠારશે. ૩૩
ના શંકા ઉરમાં લગીર રહી છે કે દેશ પાછો જશે,
ઉછાળે શુભ રક્ત આર્ય ચડીયું કોદી નહીં જંપશે;
તોયે યોધ મને હજુ હૃદયમાં શંકા રહી એક છે,
યોદ્ધા વ્યર્થ ખુમારી ઉર ધરીને રામા અરિની પીડે. ૩૪
છે એ માર્ગ અશુભ વીર સુણજો એમાં અનીતિ ભરી,
ન્હોયે સિદ્ધિ કદા અનીતિપથમાં જોજો વિચારી જરી;
જ્યાં જ્યાં હોય પૂજાતી યુવતી રહી છે ધન્ય તે દેશને,
છે એ ધન્યજ વીરનાં હૃદય જે રામા ખુમારી વહે. ૩૫
રામા રત્ન ગણાય છે મનુજનું શોભે ઉરે ધારવું,
એની કીમ્મત ના ગણી ધૂળ ગણે ધિક્કાર તેને દઉં;
સર્વે વીર્ય ખુમારી શાન્તિ ઉરની એનાથી શોભા લહે,
પૂજાતી નવ કોમલાંગી જહીં છે અગ્નિ તહીં ઉઠશે. ૩૬
છો એ હોય અરિતણી રમણીને છો એ ઠરી રાક્ષસી,
ધિક્કારે કદી આર્યને ઉર ધરી અન્ધી ખુમારી ઘણી;
તો એ વીર કદા ઉરે નવ ધરો ધિક્કાર એનો તમે,

થાશે વિજયી આર્ય તો સરવદા એનેજ જો પૂજશે. ૩૭
સીતા માત હરી ગયો, નવ ગણી ભક્તિ ઉરે એહની.
પાપી રાવણ કુલ-ધ્વંસ કરીને અન્તે ઠર્યો નારકી;
ને જુઓ ભગવાન રામ અરિને મારી રણે સર્વદા,
પોષન્તા અરિપત્નીને પણ રહ્યા આનન્દ લાવી મહા. ૩૮
મેં જે કાર્ય મહા કઠિન કરીને સેવા બજાવી અહીં
છે એ સર્વ પ્રતાપવાન અરિની બાલા તણા પ્રેમથી;
જાણે કિમ્મત પ્રેમનીજ રમણી લુખા નરો તો ઘણા,
જેને ઉરજ અર્પીયું નવ ધરે રામા હીણો ભાવ ત્યાં. ૩૯
હે યોદ્ધા! મમ દેશ ભક્ત તરુણો વ્હાલા ભટો સામતો,
વ્હાલી જેબૂનને સદા નમી નમી સુમાર્ગમાં ચાલજો;
એ દેવી ઠરી તારનાર સહુની આર્યોતણી આપણી,
એ દેવી પ્રભુથી સૃજાઇ ધરવા પીડા ઉરે આર્યની. ૪૦
કોમલ સૃષ્ટિ તણા ઉરે ઝટ વસે પ્રેમી તણી દાઝ તો,
છે એ ઉરમહીં સદાય ઝરતો ઊંડો પ્રીતિનો ઝરો;
એને કોઇ ફસાવી એ નવ શકે છે કાર્યમાં મસ્ત એ,
એવું જેબૂન ઉર વીર પૂજજો ભક્તિ ફળે સત્ય એ. ૪૧
જોઉં છું અહિં નાવમાં રહી પ્રિયા અમૃત વર્ષાવતી;
જોઉં છું અહિં છોડીને વહી જતી ઝુલાવતી નાવલી;
આશા ઉર હતી મળીશ કદીએ, આશા થઇ પૂર્ણ ના,
કે'જો કે મળશું રસિલી સ્વરગે, આવે કદી દૃષ્ટિમાં. ૪૨

અનુષ્ટુપ—

અશ્રુના બિન્દુડાં જાગ્યાં, અક્ષિમાં ઘડીમાં તહાં;
વળી કો હર્ષ જાગ્યેથી રાજીને હિસનો જરા.. ૪૩

## લલિત—

ઘડીક હર્ષ તો શોક છે ઘડી
હૃદય ધારતું બાવરૂં બની;
સરવ કૃત્ય છે પૂર્ણ હું થકી,
નવજ આચર્યું પાપ મેં કદી. ૪૪
અરર પ્રેમનું ઋણ તો રહ્યું,
અરર ઉરનું ઉરમાં વહ્યું;
મરણને થયો શરણ હું હવાં;
કયમ કરૂં ઉરે ઉઠતું જરા." ૪૫
મન મુંઝાય છે સૂજના પડે,
શયનમાં પડયો યોધ તો દડે;
તહીં સુણી થતી ધૂન દિવ્ય છે,
ગુરુજી ઉચરે "રામ સત્ય છે." ૪૬
રજની ઘોર છે, વાયુ જોર છે,
વન પશુતણા ક્રૂર શોર છે;
વિજ ઝબુકદે વાટના જડે,
ગુરુજી તે સમે રૂપ દાખવે. ૪૭
ઉઠી નમી રહ્યો યોધ શિવભા,
હરષમાં વહ્યા નાઠી યન્ત્રણા;
સુંદર શ્યામની મીઠી મૂરતી,
મધુર ગંગની લ્હેર સ્ફુરતી. ૪૮
કરણ ઉર પ્રક્ષાલતી સમી,
શર શય્યા સજયો યોધ છે જહીં;
ત્યમ ગુરુ તણી ઉર અક્ષીની,

મધુર મ્હેર ત્યાં રેલતી રહી. ૪૯
"નવ મુંઝા જરા યોધ માહરા,
ઉરતું ઠારશે દેવી સ્વર્ગમા;
સફલ કાર્ય છે સર્વ તાહરાં,
સ્વરગમાં લહે ઉરની રમા" ૫૦
સુભટ સર્વ ઉભા શુણે ટશી,
હૃદયમાં વહે લ્હેર અમૃતી.
કર ધર્યો શિરે યોધને જહાં,
પલકમાં પડ્યો ગાઢ શાન્તિમાં. ૫૧

અનુષ્ટુપ.

ઉપડી ગુરુજી ત્યાંથી પ્હાડ નદી વનમાં ગયા,
આતમા યોધનો ફડી ડુબ્યો પૂર્ણાનન્દમાં. ૫૨

વસંત

ત્યજી સુકાસાર શું હંસ દીપવે,
બીજા વનોને નિજ તેજથી ભરે;
કુંજો લતા પુષ્પ ભર્યુંય વારિ તે,
થઇ રહે શૂન્યનું સ્થાન ભારી છે. ૫૩
મૃદુ તરંગો ઉઠતા જલે ભલે,
મૃદુ મૃદુ લ્હેર ભલે જલે સરે,
ભલે મૃદુ ઝેણુ ઝરેય મેહુલો,
ગયેજ હંસો સહુ શૂન્યતા ઝરે. ૫૪
થઇ ભૂમિ દક્ષિણ શોકવાહિની
હૈયા સૂની કુંજ લતા નદી બની.
સ્ફુરી રહ્યા પ્હાડજ શુન્ય ભાવને,

બન્યાં ફિકાં વૃક્ષ અને તળાવ છે. ૫૫
ગયું ઉડી ઉરનું નૂર સર્વનું,
થઇ વમોયું ઉર તો હવે ગયું,
નભે નથી મોહ હવે જરી ભર્યો,
જરી ન છે જોમજ વાયુએ ધર્યો. ૫૬
થઇજ ઝાંખા નભ તારલા શમ્યા.
બળેલ ઇન્દુ દુઃખમાં નથી મણા;
ગયા ભૂસાઇ સહુ ભાવ રમ્યતે,
કંઇક ઊંડું દુઃખ સર્વને દમે. ૫૭
સવિતા ઉગે પણ રકત અક્ષીથી,
રડી રડી શું થઇ તેજહીણલી ?
ગયું ભૂસાઇ શુભ તેજ ભૂથકી
શું છે રહ્યું કે ટકવું હવે ગૃહી ?. ૫૮
શિવાજી આત્મા શિવ છો થઇ ગયો,
પરન્તુ પૃથ્વી સુખનો ઝરો ગયો,
નથી રહ્યું હ્યાં ઠરવેજ આંખ તે,
અહો સુતત્વો ઘડી ભૂમીમાં હવે. ૫૯
ફરે છ બાલા દિલ્હી નાથની તહીં,
દુઃખી થઇ તત્વ ચીરાય છે જહીં.
નિશા છ જામી ઘનઘોર આભ છે,
પછાડી માથાં વિજળી રડી મરે. ૬૦
ફરે છ બાલા ઉર આગ ખોલતી,
સમ્બોધતી જાય સ્થલે સ્થલે રડી.
“ હે આભ ! તું આમ નમી જણાવતું,

દુઃખે ભર્યું તું ! અતિ આગનું ભર્યું, ૬૨
ઉરેથી મારા ઉછળેલ ચિનગી,
પરન્તુ છે આલમને પ્રજાળતી.
તું પ્હાડ ! દીસે બહુ મૂઢ ભાવમાં,
ત્યજાયલો કોઇ હૃદા થકી હવાં ?
પરન્તુ ભાઇ ! ઉરનોજ બોજ આ,
વિના હું વ્હાલો હરવે તને જરા,
થઇ રહ્યું તું કુબડુંજ આભ છે,
આ ઉરનો ભાર જરી નહીં સહે; ૬૩
અને થઇ તાહરી આમ દુર્દશા—
અનેય લાગે, નિરખી હું આપદા.
કુદે વિના ઉરનું આમ વિજળી !
જણાવ કે તું વિરહેજ ઘેલડી; ૬૪
ન જાણુ તુને મુજ દિલની હજુ,
ન હોય તો તો પછી આમ ઝુરવું.
ઘણો કરે શોર અલિ નહિ !! રડી
કંઇ વિયોગે થઇ આમ તું સ્થિતિ ! ૬૫
પરન્તુ છૂટે મુજ શોક દિલથી,
અને કરે તાહરી આમ શું સ્થિતિ ?
તરુવો ! તમો આ દિલનું જરી શીખો,
ઝૂરે વસાયું દિલ આજ નિરખો. ૬૬
અરે ભૂમિ ! પ્હાડ ! નદી ! સરો તમો !
તું લ્હેર વાયુ તણી ! ને લતાગૃહો !
હે વીજ ! હે વાદલડી સરી જતી !!

છો ભાગ્યશાળી ઉરરાજ નિરખી. ૬૭
તગી જતા હે નભવાસી તારકો!
કંઇક જાતાં દુ:ખ ધારતાં રહો;
મૂકી દીઓને સહુ ઝૂરવું હવે,
ભળી રહો આ દુ:ખશું સહુ તમે. ૬૮
હશેય ચાંપ્યો ઉર ચાંપતાં હશો,
હજુ પ્રભુને ઉર ઘાવતો કશો ?
વહો વહો શું કંઇ દુ:ખ કારમું,
થયાં બધાં આમશું આજ નિરખું" ૬૯
લવન્તી બાલા ફરતી નિશામહીં,
સ્થલે સ્થલે વિરમતી જતી જતી;
ઠરી પૂછન્તી નદી કંઠ ઉપરે,
શિલાપરે બેસી અતિ રડી પડે. ૭૦
વહેછ કૃષ્ણા અતિ દુ:ખની ભરી,
ઉછાળતી ઉર સખી કને સરી;
સુણેછ બાલા કંઇ સૂર કારમો,
વલોવી સૃષ્ટિ ઉર આવતા સમો. ૭૧
ન ભાનૂ એને તહિં કોણ બોલતું,
ડઘાઇ જાતું ઉર મૂઢ જે બન્યું,
કલુષી જાણે જતી શોક સારિકા,
ચીરી દીએ તે ઉરભાવ આપદા. ૭૨
"તું બેન હે ! જે ઉર ઢુંઢતી ફરે,
વિના મળ્યે આમ ઝૂરી ઝૂરી મરે,
હે બેન ! જેના વિન સૃષ્ટિ આ દુખી

અને બિચારાં અહીં સર્વ છે દુઃખી. ૭૩
શિવાજી તે સૃષ્ટિતણું જ જિવિત
શિવાજી તે સત્ય પથેય પુનિત,
ગયો ત્યજી આમ સહુ ઉરો, નભે,
સુરો તણો નાયક સ્વર્ગમાં ફરે. ૭૩.
અમે દુઃખી એ ઉરરાજ ત્યાં જતાં,
થવું સુખી શું અહીં એવું નિર્ખતાં
અમારી રક્ષા કરી ધર્મ રક્ષતો,
હુવે અમો કો પર ધારશું ઉરો ! ૭૫
ગયો કહી ત્યાં સુખી છો થઇ રહ્યો.
દુઃખી દુઃખી સર્વ વિના પ્રીતિઝરો.
સ્વર્ગે જઇ શાશ્વત સુખ એ લહે,
પરન્તુ ક્યાં આ ઉર બાપડાં ઠરે ! ૭૬
"ગયો" સુણે ત્યાં ઉછળીજ બાલકી,
પડી શિલાનીપર વિહ્વલા બની
શિલા સમી ના ઉર ચેત છે જરી,
ન ભાન આશું શુણીયું ઘડીમહીં. ૭૭
મૃદુ મૃદુ વારિ તણી સુછાંટથી,
નદી જગાડે સખી જે ઢળીપડી,
જગાડતી લ્હેરી વહીજ ત્યાં મૃદુ,
ભરી દીએ ઉર સખીતણાં સહુ. ૭૮
નદી અને લ્હેરીતણા પ્રયાસથી;
કંઇક અક્ષી તહીં વિકસી રહી.
ઉઠી રડે અશ્રુતણા પ્રવાહથી
ઊંડા ઉછાળે વળી બાલકી વહી. ૭૯

અનુષ્ટુપ—

અતિ મૂંઝાઇ બાલા આ શિલાપર ઉભી થઇ,
ઉરમાં જાય કૃષ્ણાના ઉરને ભરવા જહીં. ૮૦
“સખી હે ! મુજને લેજે” જીરવી જીવી ના શકું
ઉરમાં તુજના દેજે મને સ્થાન વહી હજુ. ૮૧

## ઉદ્ગાર.

બાલે ! ઉરના તું હાર, થાશે એહનો ઉદ્ધાર;
ઉરશું ઉર રેશે રાજી, પ્રિયની ગંગ થાશે તાજી. ૮૨
બાલે ! ત્યાં ભળી તુજ ઉર, ભૂલી જાય આવું જરૂર;
શું આ યન્ત્રણા છે કારી, વહી જ્યાં પ્રેમની જ ખુમારી
નહિં ત્યાં હૃદયને જરી ઓજ,
નહિં ત્યાં પ્રેમ વિન કંઇ મોજ;
છો તું ખોઇ બેઠી સ્થૂલ,
સ્થૂલે છે શું હૃદય પ્રફુલ્લ ? ૮૩
બાલે ! કરવું ના સહસાજ,
નવ ધરવી જરી ઉર દાઝ;
જોવું શું ભવિષ્યે હોય,
થયું મિથ્યા કરે ના કોય. ૮૫
બાલે ! પોયણી આ પેલી
હતી જો મસ્ત પ્રેમે ઘેલી,
હજુ ના વાર ગઇ જ્યાં થોડી
ઉરશું ઉર રહી'તી જોડી. ૮૬
બાલે ! શશિ થયો જો અસ્ત,
અન્ધારે જગત આ ગ્રસ્ત,

તોએ એ બિચારી ભોળી
રે'છે પ્રેમમાં ઉર બોળી. ૮૭
કરશે કાલ ઉર ઉદ્ધાર,
ઉગી શશી પ્રેમાગાર;
થાશે સર્વ કટુતા દૂર,
વ્હાલાં રેલશે જ જરૂર. ૮૮
ધરને હિમતને તું બાલ,
કરના આમ બૂરા હાલ,
ટકતું શું થશે જો કાલ,
સહવામાં અતિ છે માલ. ૮૯
થાયે છે કસોટી તારી,
બાલે! આમ જા ના હારી;
ધરીઓ દૈવી તેં છે સાર્ગ
પળી ત્યાં થઇ રહે મહાભાગ! ૯૦

આલિની.

નિશ અધિક અન્ધારી, સૃષ્ટિના ભાવ બૂરા,
ભય થકી ઘડી ત્રાસે વીરનાં ઉર શૂરાં.
પણ સમ સુખ દુઃખે, મૃત્યુ ને જીંદગી એ
સમ ગણી નિત્ય ચાલે, તેહને શું કરે એ. ૯૧
કુદરત ઉલટી છો તોય હ્યાં કોઈ યોગી,
સહી કર કુંવરીનો બોલીયો ગિર મીઠી;
કુંઇ કંઈ થઇ બાલા વિસ્મયે જોઇ રે'છે,
થઇ સરવ વ્યથા છે ભસ્મ એ યોગજવાલે ૯૨
ઘડિક મહીં ભૂલીએ, આત્મહત્યા વિચાર,

જલ મહીં સહુ નાઠા ઉરના કારી માર
પણુ અચરજ પામી આમ આ કોણુ યોગી,
હૃદય મમ ઉગારે આ સમે આમ આવી? ૯૩
ગદ ગદ થઇ બાલા અશ્રુનું પૂર લાવી,
ઉંચી નજર કરે ત્યાં અક્ષીમાં લ્હેર મીઠી
હિમગિરિ સમ શાન્તિ નેત્રથી ગંગ છોડી,
સમીપ તહીં ઉભા છે કોઇ યોગીન્દ્ર આવી. ૯૪
ભભક અધિક ચાલે મુખથી દ્યુતિ ખીલે,
જલ થલ મહીં વ્હાલું સુખડું મ્હેર પૂરે.
કયમ કરીજ ટકે ત્યાં ઉરની આગ ભૂરી?
નવ કયમ કદિ જામે શાન્તિ જ્યાં શુદ્ધ યોગી!
"અધમ જન ઉધારો હે મહારાજ યોગી!
નથી રહી કંઇ ઉરે વાંછના નામ ભોગી.
તમ વચનજ સાચાં જોયના ઉર શંકા,
મમ હૃદય દ્રવે છે કોઇ સદ્‌ભાવનામાં. ૯૬
પણુ હજુ ઉર મારૂં શાન્તના છેક થાય,
હજુ પણુ કંઇ ઊંડી આગ ત્યાં ધુંધવાય.
ઘણું ઘણું પ્રભુ વાંચ્યું સાંભળ્યું એ ઘણું મેં
જનમ મરણ જૂઠાં મોહનાં આવલાં એ. ૯૭
નથી જનમ ન મૃત્યુ માત્ર આભાસ ભેદ,
પ્રભુ ઘણું ઘણું જાણું બોધતો ધર્મ વેદ.
પણુ ગભરૂ જ મારૂં ઉર આ સાવ સાદું,
કંઇ પકડી રહ્યું છે તે વિનાનું ફુલાતું. ૯૮
કંઇ સુજનું ગયું છે ઉરમાં કાંઇ ચોડી,

પ્રભુ સળગી મરૂં હું ઝુરતાં દૈવી જોડી;
ઉર ધરી દૃઢ શ્રદ્ધા ઉરશું ઉર ભેટે
તહિં સ્વરગ મહિંને તાત પાસે રમે છે. ૯૯
પણ નવ કદિ જંપે તોય આ ઉર ભોળું,
લજની ઝપટ ઝીલે ના, જતાં સ્થાન એનું,
મમ જીગર તણી એ સર્વ ખુમારી વ્હાલી,
મમ જીવન તણી એ સર્વ શ્રદ્ધા ભૂસાણી. ૧૦૦
કયમ કરી પછી યોગી હું ટકું આંહીં જીવી,
કયમ કરી મમ પ્રાણો નિત્ય ચાલેય રીઝી.
નવ જીરવી શકયા એ આમ બૂરી દશાને
નવ રીઝવી શકયા એ ભાવ ઊંડા કશાને. ૧૦૧
કદી મળશું જ સ્વર્ગે; સ્નિગ્ધ વ્હાલો કળાશે
પણ ગઇજ ખુમારી ના પ્રભુ તાજી થાશે.
રમણી મધુર અક્ષી પ્રેમની રેલ છોડે,
વીરધુતિ વરસન્તુ સુખડું કયાં મળે એ? ૧૦૨
વપુ અધિક કૃપાળું સંજુલાકૃતિમાં જે,
ભમર ભભક કાળી કેસરી જોઇ લાજે,
ઉર પૃથુ ભુજ લાંબા એ મળે કયાં મને તો;
વળી મધુર શું રાજે માંહી કો ભાવ જૂદો? ૧૦૩
હતું જગત મહિંએ ખેલતું સુખ સારૂં,
મુજ જગત બધુંએ પ્રેમમાં ઉભરાતું;
ગયું શુણ્યું તજી મૂને સ્વર્ગમાં એ રસીલું,
નથી રજપણ આંહીં જીંદગી લક્ષ્ય મારૂં. ૧૦૪
સરવ ઉત્તમતાની મૂર્તિ માધુર્ય વાળી,
કુદરત સહ રાજી નિત્ય જે દીપતી'તી,

નવ નવ કદિ એવું સુખ સ્વર્ગે પ્રભુજી!
અરર સરવ મારૂં છોડી ચાલી ગયુંજી." ૧૦૫
વદતી વદતી બાલા કોઇ આવેશ પામી,
થરથર થઇ જાતી મૂર્છનામાં ગ્રહાણી.
પડી ભૂપર અધીરી યોગીનો હાથ છાંડી,
પ્રીતિવ્રણ બહુ બૂરા છૂટવા ન્હોય બારી. ૧૦૬

ઉદ્ગાર.

યોગી યોગમાં મસ્તાન,
ઉરમાં બ્રહ્મનું છે ગાન,
સુખ દુઃખ સમ ગણે છે એહ,
સોહ જ આવલાં તો લેહ. ૧૦૭
છો ગણતા જ ભ્રમણા કારી,
મિથ્યા ઉરની ખુમારી;
ગણતાં એમ છો મહારાજ,
નવ જ્યાં દેખી દીલની દાઝ. ૧૦૮
પણ રમણી જ સ્ત્રી શૃંગાર,
બાલા પ્રેમનો ભંડાર,
કોમલતા શું પંડે આવી,
કુદરતમાં રહી શી ફાવી, ૧૦૯
સાદું સાવ જેનું ઉર,
પ્રેમી ભાવમાં ભરપૂર,
નિરખી પ્રભુ પંડે દુઃખી
તેને સાવ જગમાં લૂખી; ૧૧૦
ઘડિમાં નિજના સહુ કુસ,
દીએ ફેરવી તજી ગમ.

છોને જાય સ્વરનું રાજ
પણ હ્યાં પીગળે મહારાજ. ૧૧૨
જ્યાં આ સૃષ્ટિસુખ ડુભાય,
એવી જરા ઝાંખી થાય,
કોમલતા ઝવન્તી રોતી,
ગભરૂ મુખ કરીને જોતી.
નિરખી આ કઠિન નિજ ન્યાય,
ક્ષણમાં કોમળા થઈ જાય
ત્યાગે એ પ્રભુતા એની,
ઉગરે સુંદરી કહી ઘેલી. ૧૧૩
શું પ્રભુતા અને શું રાજ્ય !
હિલવે ઉર રમણી જ્યાં જ ?
તો યોગી સ્તવે નિત જેને,
પીગળે કેમના નિરખી એ? ૧૧૪
યોગી મન કરે વિચાર,
આને થવા ઉર ઉદ્ધાર;
મેળવવું ઘટે નિજ ઉર,
જેના પ્રેમમાં ચકચૂર. ૧૧૫
મળીને શાન્તિને એ પામી,
જાશે સર્વ દુઃખડાં વામી.
લાવી વારિ યોગીરાજ,
મૃદુ મૃદુ છાંટ છોડે આજ. ૧૧૬
જાગી બાલી લાગી પાય,
બોલે વળી ઉરની લાહ્ય,
" બાલે છોડ પીડ કર મોજ,

તારૂં પામતું ઉર-તેજ" .
વદતા થઇ ફિર પ્રસન્ન,
ગુરુજી રામદાસ મગન;
ઉભરી આર્દ્રતાથી ત્યાંય,
ચિંતવે મન મહિં ક્ષણ માંય. ૧૧૮

**અનુષ્ટુપ-**

ચોગમાં મસ્ત એવા આ રામદાસજી આ સમે;
પ્રેમની ભક્ત બાલાને મેળવી ઉર ખીલવે. ૧૧૯

**વસંતતિલકા.**

તે મુખ તે સુંદરતા તણી રમ્ય મૂર્તિ,
તે હિમગિરિ સમ મ્હેર ઉછાળી અક્ષિ,
ઔદાર્ય તો ગગનનું ઉરમાં જણાય,
તે રમ્યભાવ મધુરા વદને શું છાય; ૧૨૦
ઉલ્લાસથી ગજસમી ગમને પળંતી,
છે સર્વ સૃષ્ટિ મહિં તેજ રૂડું ભરન્તી;
શ્રી, બુદ્ધની, વળી સખી રસરાજ કેરી, .
બ્હેકી જતી ભભકતી ઉર બ્હોળું મૂકી. ૧૨૧
આવી મનોહર અતિ પ્રતિમા રૂપાળી,
આ બાલિકા ઉર તણીજ ખુમારી વ્હાલી,
ને આર્યનું સકલ જીવન માત્ર જાણે
શું મૂર્તિમાન થઇ આવતું આસમાને !
દિશા મહી ઝળહુળાટ મચાવી દેતું
ને મૂઢ સૃષ્ટિ મહિં ચેતનને પૂરન્તું;
આવે પહાડ નદી વૃક્ષ સુપુષ્પ વેલી,
ધારે સુભાવ દિલડે ધરી પ્રેમ સુર્કી. ૧૨૩

તે તો મસ્નેહ કહ તેગ ભવાની તે તે,
ને અક્ષિની સરલ સ્નિગ્ધ ખુમારી એ તે,
તે સુંદરી ઉર હરે ઉર ભાવ મીઠા,
આવી શું મૂર્તિ પળતી તહિં તે સભામાં !
બાલા ઉરે કંઇ થઇ ઉછળે અપાર,
ને અક્ષિ-ઉર-થઇ લીન ધસેય ત્યાંય,
ત્યાં મૂર્તિ રૂડી નમી યોગી પદે પડે છે,
સાહી સુહસ્ત ગુરુ વીર ઉઠાડી દે છે. ૧૨૫
"બેટા ઉદ્ધાર ઉર આ તુજ કાજ ઘેલું,
બેટા તને રમણીરત્ન મળ્યું રસીલું;
બેટા નથી મુસલમીન નથી જ હિન્દુ
આ ઉરતો, સમદશા મહિં પીગળેલું." ૧૨૩
બોલન્ત હસ્ત નિજનો ગુરુ પાપ હારી
રોપે તહીં યુગલના દ્વય મસ્તકે-શી !
એ ઉરમાં મગજમાં વપુમાત્રમાં ત્યાં,
શાન્તિ જ શાન્તિ પ્રસરી રહી રમ્ય હાવાં.૧૨૭
કોઇ અગાધ સુખમાં ઉર બાલિકાનું,
હાવે તણાઇ રમતું ઘડીમાં થયું શું ?
ને ગુરુ આ હૃદય રક્ષક રામદાસ
ચાલી ગયા કરી રહ્યા નભમાં પ્રયાસ. ૧૨૮
બેઠું અહા કંઇ કંઇ થઇ યુગ્મ આ ત્યાં,
શિલાપરે નદી-હૃદે વહી ભાવ રૂડા,
થોડી ઘડી વિન સ્વરે ઉર ઉર ભેટી,
અમૃતધોધ મહિં મસ્ત વહે તણાઇ. ૧૨૯
"પ્રાણેશ! હે હૃદયરક્ષક! હે શિવાજી!

શું આમ? આ અધમની જરી મ્હેર નાવી?
આ ત્યાગ? આમ સુજનો કરવો ઘટે ના,
હે દેવ! હે પ્રભુ! જરા ઉર જોવું તું આ? ૧૩૦
પામીજ જન્મ કદી હું અધમાધમોમાં,
ઇસ્લામી ધર્મ મહિં ઉછરી છું કદી હ્યાં,
શું, શું, નથી જરી મને અધિકાર એવો
દાસી બની ઉર ધરૂં પ્રીતિમાર્ગ વ્હાલો. ૧૩૧
શી ભિન્નતા હૃદયમાર્ગ મહિં રહીછે?
શું કોઇ અન્ય સુખકાજ મને ત્યજી છે?
બોલો પ્રભુ! કયમ મને ત્યજીને ગયા છો?
શી? શી? જરી કસુર દાસી તણીજ બોલો?" ૧૩૨
એવું વદી ગળગળી બની બાલિકા આ
અશ્રુ તણા અખુટ ઓઘમહિં વહી ત્યાં.
દેવી શિવાજી સુખ દુઃખ મહિં સમાન,
ને જન્મ મૃત્યુ પણ એક લહે મહાન, ૧૩૩
આ દુઃખમાં હૃદય કેન્દ્ર વિસારી બેઠો;
ઉરે ધરી રસિકડી પછી વેણ બોલ્યો;
જે શુણતાં કંઇ કંઇ થઇ વ્હાલી જાય
તે ઉરના વ્રણપરે અમીસ્રાવ થાય.
"હે દેવિ! હે પ્રિય સખિ! ઉર વલ્લભા હે!
દે જે ક્ષમા કસૂર કાંઇક મારી ભાસે
વ્હાલી! હું સર્વ જગમાં કંઇ ફાવીઓને
મોટાં કઠિન અતિ કાર્ય કરી ગયો જે; ૧૩૫
દિહલી મહિં સજડ કેદ થયો તહિંથી
છૂટી ગયો, વળી થયો વિજયી પછીથી;

તે સર્વ દેવિ તુજ ઉર તણી કૃપાથી,
તે સર્વ દેવિ તુજ પ્રેમની લક્ષણાથી. ૧૩૬
ન્હોતી કશી કળ મને તહિં તે સમે તો,
જ્યારે થયો વિદિત કાળ વહી ગયો તો.
હેવે કર્યો સમયને વશ એમ બાલે
હું ઇચ્છતાં નવ થયો તુજનો લગારે. ૧૩૭
ન્હોતી પ્રતીતિ જગમાં ઉર ઉર ભેટે
ને ધર્મ જ્ઞાતિ પિતુ અન્ધ ખુમારી પીડે,
આવાં અસંખ્ય તહિં શલ્ય રહ્યાં કરોડાં,
વ્હાલી ! જરી હૃદય દાન ન ફાવીઉં ત્યાં. ૧૩૮
હું શું કરૂં ? પ્રભુ કરે ખરૂં એમ માની
તારીજ ધારી ઉરમાં પ્રતિમા રૂપાળી
અન્તે થયો મરણને શરણે હું દેવિ !
ને તાહરા હૃદયની રહી પીડ કારી. ૧૩૯
આજે ઉદ્ધાર ઉરનો ગુરુએ કર્યો છે,
આજે સખિ ! જગતનો ભય કો ગણે છે ?
થા શાન્ત દેવિ છૂટીઓ સઘળો વિયોગ.
જો ઉરશું ઉર ગળી કરતાં સુભોગ. ૧૪૦
જાણે સખિ ! જગતમાં સહુ માનવીનું,
છે ઉર માત્ર પ્રભુએ કસવાજ મૂક્યું,
ત્યાં જે ટકે હૃદયને નિત ભીંજવીને
તેને પછી નવ નડે દુઃખડાં જરીએ. ૧૪૧
હું શું કરૂં ? સુજ થઇ અવધિજ પૂર્ણ
માનુષનાં જરિક કષ્ટ કરીજ ચૂર્ણ
આવ્યો સખિ ! નભ મહિં પ્રભુ પાસ બાલે

તારી ઘણી ઉર હતી અભિલાષ મારે. ૧૪૨
છે કોણ આંહિ જગમાં ટકવા સમર્થ,
ઇચ્છા કરે પ્રભુ વિના સઘળીજ વ્યર્થ,
ઇચ્છા વિરૂદ્ધ નવ નાથની કાંઇ હોય,
ચાલ્યો સખિ ! પ્રભુપદે તુજ વિન ત્યાંય.૧૪૩
તારે પ્રિયે ! હજુ કંઇ દિન કાઢવા છે
આ આલસે મનુષકાજ જરૂર બાલે
ત્યાં આવશે સમરમાં સપડાઈ વ્હાલાં
હિન્દુ તણાં અધિક રત્ન હજુ બિચારાં. ૧૪૪
તારા વિના નવ ધરે પીડ કોઇ તેની
તારા વિના લય થશે શુભ આર્યવેલી,
તું હાથ મોક્ષ સહુનો વિધિથી ઠર્યો છે
તું રક્ષશે સરવને તુજ તાતજવાલે. ૧૪૫
માટે હજુ ટક સખિ ! જગ માંહિ તું તો,
ખોટી વ્યથા ધર નહીં ઉરમાં હવે તો,
નક્કી તને મુજ કને પ્રભુ ત્યાં મિલાવે
જ્યારે થશે અવધિ પૂર્ણ તું વ્હાલી બાલે ! ૧૪૬

મન્દાક્રાન્તા—

ખોલે હેતે હૃદય રસિયો શાન્તિ દેવી ઉરે છે,
પેલા સર્વે વિષમ ઉભરા આ સમે ક્યાં ફરે છે?
જેવી ગંગા નભ થકી સરી, પાપ નાઠાં ઘડીમાં,
તેવા નાઠા ગભરૂ ઉરના ભાવ બૂરા બળી ત્યાં. ૧૪૭
"ત્યારે વ્હાલા જગત સહશું ભાગ્ય મારૂં હજુ છે?
ને શું તેમાં હજુ પણ રહી છે કસોટી પ્રભુ હે !
છો ત્યારે આ જગત મહિં હું, આપ સુખે પધારો,

ખેલો રાચો અધિક ઉભરો સ્વર્ગમાં સદ્ય માલો." ૧૪૮
બોલી આવું હૃદય નમવી મિષ્ટ અશ્રિ લગાવી,
ધીમી ધીમી કંઇ કંઇ થતી દીર્ઘ ઝાંખી જમાવી,
પ્રેમી બાલા ઘડી લળી પડી ઉરમાં વાલમાના,
છે આનન્દે ચૂમનં કરતો બોલીઓ પ્રેમીલો ત્યાં. ૧૪૯
"વ્હાલી! બાલે! નવ સમજ કે ભેટ છે આજ છેલ્લી
આ સંસારે, રસિક ઉરમાં જામતી પ્રેમ કેલિ;
જ્યારે જ્યારે-સ્ફુરણ તુજને ભેટનું ઉર હોશે,
ત્યારે વ્હાલી નકીજ હૃદયાં આપણા શાન્તિ લેશે. ૧૫૦
બોલી પ્રેમી, રમણી રીઝવી હુસ્તથી પીઠ ઠોકી,
જાયે ઉડયો નભ મહિં તહિં ઉર શું ઉર બોળી;
શી જામી ત્યાં ભભક નભમાં સૃષ્ટિના ઉર ઉરે
કોઇ તેજે જળહુળી રહ્યાં, ઉછળી પ્રેમ ગાને. ૧૫૧
ને બાલા આ પ્રણયવશાશું મુખ ઉંચું કરીને
નિહાળેછે અમી વરસતો જાય વ્હાલો સરીને
આનન્દેથી પળતી પળતી જાય નિર્ભ્રન્તી સૃષ્ટિ,
પ્હાડો, ખીણો, નદી, સરવરો, વૃક્ષ, કુંજો મહિંથી. ૧૫૨
કોઇ છૂટે ભભક ભરીઓ દિવ્ય ઉંચો પ્રકાશ
ને ઉઠેછે રજ રજ મહિં પ્રેમની મિષ્ટ હાશ.
કાં ના હોએ કુદરત મહિં આજ આ દિવ્ય તાન!
જ્યારે થાયે હૃદય હૃદયાં ભેટતાં ભાંગી દાઝ. ૧૫૩
ઉષા ખીલી જગમગ થતી સુખડે રમ્ય ગાન,
કેવી ઘેલી સરિત સરતી મીઠડું પામી તાન,
કેલી સાથે ઉભરી ઉઠતાં પક્ષિવૃન્દો નભેછે
ધોતાં ઉરો કિલ કિલ કરી પ્રેમ-વારિ મહિં તે. ૧૫૪

આવી છે ત્યાં દિહ્લી–પતિ તણા ઉરની રાજલક્ષ્મી
ને પિતા છે હરષ ધરતો ઉરમાં આમ જોઇ.
બેઠી પાસે પિતુ ચરણમાં, શીર્ષ ઢાળી કિશોરી
"સુખી બેટા નિત થઇ રહે એજ આશીશ મારી." ૧૫૫
ત્યાં તો આવ્યો કુંવર રૂડલો આર્યનો રાજબાલ,
કાલું ઘેલું સુખથી વદતો, રમ્ય શું ઉગ્ર ભાલ.
નાના નાના દશન નમણા, અક્ષિ કુરંગ કેરી
ઘેરી ઘેરી જળ હળ થતી સુખમુદ્રા મધુરી. ૧૫૬
જૂએ બાલા, હૃદય ઉછળી મૂર્તી પ્રાણેશ કેરી
શું આ આવી અહિંજ મળવા મૂર્તિ પેલી મધુરી !
જોઈ તેમાં સરવ નિજની પ્રેમ ઝર્ણી સરન્તી
જૂએ એમાં સરવ ઉરની આશ રૂડી રમન્તી. ૧૫૭
જોયું તેમાં તરવર થતું રક્ત પ્રાણેશ કેરૂં
રાજી રાજી હૃદય હીલવે બાલિકાનું ભલેરૂં:
"પિ'તા મારો નકીજ હણશે રમ્ય આ આર્યરત્ન
ધારેછે એ ઉજડ કરવું યોજી પાપી પ્રયત્ન. ૧૫૮
હું બેઠી હ્યાં જીવન ધરતી, રમ્ય આ બાલ રૂડો,
છુટ્યો હાથે અરર ! પડીઓ આગમાં જેમ પૂળો.
રે ! રે ! એ છે ઉરવલ્લભની એકની એક આશ
હા હા ! આજે અધમ કરથી છેક થાશે વિનાશ" ૧૫૯
પિતા વ્હાલા અરિનું, ગભરૂ, આ અતિ રમ્ય બાલ,
તેનો છાજે નવ વધ હવે કાંઇ થાવું કૃપાળ,
ઇચ્છા થાયે ઉર મહિં મને, મુજ પાસેજ રાખું
પાળું, પોષું, હૃદય રીઝવું, ગુલ આહું ખીલાવું" ૧૬૦
જાણ્યું રાયે ઉંમર સઘળી વ્યર્થ આણેજ ગાળી,

જાણ્યું કે ના કદી કંઇ ઠરી હેતથી મારી બાળી;
ને છે જાણ્યું મુગલ સહુ જો આ વસે રાજબાલ,
ધારી રેશે દીન ધરમને-રક્ષવો એજ આલ. ૧૬૧
હિન્દુ સર્વે પણ ત્યજી દઇ વૈર "મારૂં મરૂં"નું
ધારી રેશે હૃદય મહિં ત્યાં એક બિન્દુ દયાનું.
હાનિ ઝાઝી વધ કદી કરૂં બાલનો આમ આજ,
"છો ત્યારે એ અહીંજ ઉગરે, નાકરૂં અન્ધ કાજ" ૧૬૨
ને છે આવ્યું ઉર મહિં વળી આમ આંખી અવસ્થા,
મેં ગાળી છે મનુષ વધમાં તોય ફાવ્યો જરીના;
શાને મારે મધુર નમણા બાલનો કાળ થાવું?
છોને ખીલે જગત વનમાં ગુલતો આ રૂપાળું ૧૬૩
આહા! આવું કઠિન, કડવું, ઘોર પાપે ભરેલું,
આ રાજાનું હૃદય પલળ્યું; જોઇ સામે ઉભેલું
કાલું ઘેલું વદન; ધરતું રમ્ય તે મિષ્ટ હાસ્ય,
જેને માટે અરજ કરતી ઉભી બાલાય પાસ. ૧૬૪
સંકોચે ના જરીય પણ છે કમ્પતુ રાજ્ય બાલ,
એને જોતાં નવ શું પ્રકટે ઉરમાં મિષ્ટ ભાવ?
"વ્હાલી બેટા તુજ હૃદયની હોંશ તૃપ્તિજ પામો,
છો રાજ તો તુજ સદનમાં "શાહુ" આ ભાગ્યવન્તો
બોલી રાજા તહિં થકી ગયો, અન્ય યત્ને શું ધાયો,
ને બાલા આ હરખ ધરતી હસ્તમાં તેડી વ્હાલો,
ઉઠી ત્યાંથી નિજ ગૃહ ગઇ, બાલની માત સાથે,
નિત્યે બંને જીવન ધરતાં એક એ આશ સાટે. ૧૬૬
વેલી ખીલી, નગ ઝરણને કુંજ આદિ સ્થલોમાં,
ખેલન્તાં તે કુંવર સહ છે પ્રેમતાને મઝામાં,